પૂજ્ય શ્રી લાંધાજી સ્વામી ગ્રંથમાળા-મણકો ૬ ઠો.



ૐ

# વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની.

સંગ્રહકાર

મુનિ શ્રી છોટાલાલજી.

ૐ

# વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની.

[પ્રેમવિષયક અને અન્ય ઉપદેશક કાવ્યોનો સંગ્રહ]


સંગ્રહકાર,

સ્થાનકવાસી જૈન લિંબડી સંપ્રદાયના સદ્‌ગુણાલંકૃત પૂજ્યપાદ

શ્રીમદ્ પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના શિષ્ય

**મુનિ શ્રી છોટાલાલજી.**

“પૂજ્ય શ્રી લાધાજી સ્વામીનું જીવનચરિત્ર.” “વિદ્યાસાગર,”

“સદુપદેશ કુસુમમાળા” “માંદાની માવજત.”

“ભક્તામર-મંત્ર-માહાત્મ્ય” ઇ૦ ના કર્ત્તા.



પ્રકાશક,

**વલ્લભજી ગોપાળજી શાહ, ભાણજી મૂળજી શાહ,**
**વાજસુર સાદુલ અને પટેલ હંસરાજ કુરજીની કું.**

મુ. આંકોલવાડી, કાઠિયાવાડ.

વીર સંવત ૨૪૪૩. વિ. ૧૯૭૩. ઇ. સ. ૧૯૧૭.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૦-૧૦-૦ (પોસ્ટેજ જૂદું.)

ॐ श्री

# અર્પણપત્ર.

ॐ પ્રેમ સ્વરૂપે પરમાત્માને નમસ્કાર

અને

# સમર્પણ

હે આ લઘુ કાવ્યસ્રોતસ્વિણી

કે જેમાં બહુધા પ્રેમ વિષયની નાની મોટી ધારાઓનો જ

સંગ્રહ કરાએલો છે!

અર્પજે પ્રેમને સર્વે, માનજે તેરનાં સ્થાં,
સંબંધો મિત્ર ને સ્વાર્થો, સર્વને ભાગ આપતાં.
માન, સન્માન ને કીર્તિ, ગૃહ બહાર દ્રવ્યના:
બળતા જ્ઞાનની સર્વે, પ્રેમ યજ્ઞે જ હોમવા.

સ્વામી રામતીર્થ.

વિશુદ્ધ પ્રેમને જ જીવન-જ્યોત અને જીવન--
સર્વસ્વ માનનાર

મુનિ છોટાલાલજી.

ॐ

## પરમાત્મરૂપ પતિપ્રતિ

# સ્નેહાંજલિ.

ગઝલ—કવ્વાલી.

ઘણાએ કાળથી મુજને, વિરહ તો આપનો સાલે,
હવે રાખી દયા દૃષ્ટિ, કદિ ના ભૂલશો મુજને. ૧
પિયુ પિયુ નામને જપતી, રટણમાં એ જ હું રટતી,
નિરંતર કાળ નિર્ગમતી, કદિ ના ભૂલશો મુજને. ૨
સ્વપ્નમાં એ જ નિરખું છું, નિહાળી મૂર્તિ હરખું છું,
પ્રભુ મુજ પ્રાણથી પ્યારા, કદિ ના ભૂલશો મુજને. ૩
રહી અજ્ઞાનને અંકે, પડીને પાપને પંકે,
વિસાર્યા આપને મેં તો, છતાં ના ભૂલશો મુજને. ૪
હૃદય મેં આપને સોંપ્યું, અને બાકી ન કંઈ રાખ્યું,
સુહૃદ સ્નેહી તમે મ્હારા, કદિ ના ભૂલશો મુજને. ૫
સહું છું હું દુઃખો વિરહે, નમેરા નાથ શું થાઓ?
જીગરની જ્વાળને જોઇ, કદિ ના ભૂલશો મુજને. ૬
સમર્પ્યું મેં સહુ તમને, મનઃ વાણી અને તનને,
રહેતાં આપને ચરણે, કદિ ના ભૂલશો મુજને. ૭
વધુ શું હું કહું પ્રીતમ! હૃદયનું તે હૃદય જાણે,
રડીને એટલું યાચું, 'કદિ ના ભૂલશો મુજને.' ૮

# ઉદ્દેશ.

ચાલુ સાલમાં એટલે વીર સંવત્ ૨૪૪૩–વિક્રમ સં. ૧૯૭૩ ના માહા મહીનામાં મુનિ મહારાજ શ્રી છોટાલાલજી તથા મહારાજ શ્રી લલ્લુજી સ્વામી અને મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી સ્વામીનું અમારા ગામમાં પધારવું થયું, તે વખતે તેમના સમાગમનો ૧૦–૧૨ દિવસ સુધી અમોને લાભ મળ્યો. તે સમયે સંગ્રહકાર મહારાજશ્રી જ્યારે જ્યારે અમોને આત્મિક શાન્તિ અને જીવન મધુર બનાવવાનો ઉપદેશ આપતા, ત્યારે ત્યારે તે ઉપદેશની પુષ્ટિ અર્થે આ સંગ્રહમાંનાં કાવ્યો કહેતા, તેથી અમને એ પુસ્તક જોવાની ઈચ્છા થઈ અને મહારાજશ્રીએ તે પૂર્ણ કરી. તેથી અમને આ પુસ્તક જીવનના ક્લેશમય અને દુઃખદાયક પ્રસંગ વખતે શાંતિ આપી તપ્ત હૃદયને શાન્તિકારક જણાતાં, આ પુસ્તક પ્રસિદ્ધ થાય તો ઠીક એવી અમારી ઈચ્છા થઈ અને તે મહારાજશ્રીને જણાવી. જવાબમાં મહારાજશ્રીએ કહ્યું કે આ સંગ્રહ મેં પ્રસિદ્ધ કરવા માટે કર્યો નથી, પણ માત્ર મારા પોતાના આનંદ અને શાંતિ અર્થે જ કર્યો છે. વળી આ સંગ્રહમાં જે જૈન સાધુઓના મુખેથી સંભળાય છે તેવા પ્રકારનાં કાવ્યો નથી એટલે કદાચ જૈન-સમાજમાં રૂચિકર ન પણ થાય, માટે જેમ છે તેમ રહે તો જ ઠીક છે. જોકે મહારાજશ્રીની આ વાત ઠીક હતી, છતાં અમને એ કાવ્ય-સંગ્રહ પ્રત્યે પ્રેમ થયેલો હોવાથી એ વાત રૂચી નહિ અને તેથી વિનંતિ કરી કે આપના આનંદમાં અમારો અને જનસમાજનો ભાગ છે અને તે ભાગ તમારે આપવો જ જોઈએ, અને તે ન આપો તો દેવાદાર થાઓ; માટે અમોને તમારા આનંદમાં ભાગ પડાવવાનો જે હક છે તે પડાવીશું જ. વળી લોકોને રૂચે કે કેમ તે આપણે જોવાનું નથી;

જેને રૂચશે તે લેશે અને ન રૂચે તે ભલે ન લે; તેના માટે અમને કશો વાંધો નથી; માટે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું સદ્‌ભાગ્ય તો અમને જ મળવું જોઈએ... વિગેરે કહેવાથી મહારાજશ્રીએ હા કહી અને વિશેષમાં હૃદયોદ્‌ગાર કે જે પ્રેમી હૃદયને અને વિચારકોને કાંઇક નવું બતાવે છે તે લખી આપવા કૃપા કરી. આ પુસ્તકના લેખો વિગેરેને સુધારવા, પ્રુફ વગેરે સુધારવા અને છપાવવાની ઉદાર કૃપા કરનાર શાહ ચુનીલાલ વર્ધમાનનો અમે પૂર્ણ આભાર માનીએ છીએ, કારણકે આ પુસ્તક જો કાંઇ સુંદર લાગતું હોય તે તેમના પરિશ્રમને લીધે જ છે. જો તેમણે આ કાર્ય હાથમાં ન લીધું હોત તો અમે સિંહ વાઘના નિવાસસ્થાન ગીરના જંગલમાં રહેનારા શું કરી શકત ? છેવટે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો ઉદ્દેશ જે માનસિક અશાન્તિ ટાળી શાંતિ પ્રાપ્ત કરવાનો અને જીવન મધુર બનાવવાનો, રોતાં ભાંડુઓને હૃદય સરસાં ચાંપી આશ્વાસી ઉદાર બનાવી બળતી જ્વાળાને શાન્ત કરવાની વૃત્તિ ઉત્પન્ન કરવાનો છે તે ફળીભૂત થાય તો અમારો રંક પ્રયત્ન સફળ થયો માનીશું, કારણકે અમે આ પુસ્તક કાંઈ દ્રવ્યલાભ મેળવવા પ્રસિદ્ધ કરતા નથી. થયેલ ખર્ચ કરતાં પણ ઓછી રકમ લઈ ઉત્પન્ન થતી સઘળી રકમ આ સંગ્રહકારના સદ્‌ગુરૂના સ્મરણાર્થે જે કાંઈ શુભ પ્રવૃત્તિ થાય તેમાં ખર્ચવાની છે, પરન્તું આત્મિક લાભ મેળવવા ઇચ્છા તો છે જ: અને એ ઇચ્છા કોને ન હોય ?

મુ. આંકોલવાડી, ગીર–કાઠીયાવાડ.
પોસ્ટ તાળાવા, વેરાવળ થઈ.

લી.
પ્રકાશકો.

તા. ક. આ પુસ્તકની પ્રસિદ્ધિને અર્થે કેટલીક સહાયતા મળી છે અને તેથી હાલના મોંઘવારીના સમયમાં કાંઈક અંશે પુસ્તકને સસ્તું અને સુંદર બનાવી શકાયું છે. માંગરોળવાળા બખાઈ લીલાધર જવરાજના

પ્રયાસથી શેઠ તુલસીદાસ મોનજી માંગરોળવાળાએ રૂ. ૩૦, શેઠ પ્રાણલાલ ઈંદરજી માંગરોળવાળાએ રૂ. ૨૫ અને શેઠ ગોકળદાસ પ્રેમજી માંગરોળવાળાએ રૂ. ૫ આપ્યા છે. તે ઉપરાંત શાહ મોરારજી મુળજી હા. બાઈ વજકુંવર તરફથી રૂ. ૨૫ અને શાહ કાળીદાસ નેમચંદ ધોરાજીવાળા તરફથી રૂ. ૧૫ સહાય અર્થે મળ્યા છે. એ સર્વ સહાયકોનો આભાર માનીએ છીએ.

---

## પ્રસ્તાવના.

---

આ પુસ્તક સંબંધી ઘણું ખરૂં આવસ્યક કથન હૃદયોદ્‌ગારમાં થઈ ચૂક્યા છતાં પ્રસ્તાવનારૂપે એટલું ઉમેરવાની જરૂર છે કે આ સંગ્રહ મેં માત્ર મ્હારા પોતાના આનંદ અર્થે જ તૈયાર કરેલો હતો અને માનસિક શાંતિ માટે જ પ્રયત્ન કરેલો હતો. તે વખતે તેને પ્રસિદ્ધ કરાવવાની કલ્પના પણ ન હતી, એટલે અમુક રીતિએ જ સંગ્રહ કરવો ઠીક છે, એ વિચાર જન્મ્યો ન હતો. આજે જ્યારે આ સંગ્રહ પ્રસિદ્ધિમાં આવે છે ત્યારે મૂળ વિચારને ફેરવવો ઠીક ન લાગ્યો. જેથી કાવ્ય અવ્યવસ્થ રીતે જોવામાં આવે તો તેના માટે દુર્લક્ષ કરવા વાચકોએ કૃપા કરવી. વળી જ્યારે જ્યારે કાવ્ય પ્રાપ્ત થયાં, ત્યારે ત્યારે સગવડે લખાયાં છે; એથી કરીને પણ કદાચ અવ્યવસ્થિત લાગે તો તે સંભવિત છે. પ્રેમનું કામ પ્રેમ પોતે જ કરે તેમાં મનુષ્ય તો નિમિત્ત માત્ર છે, એટલે એની ભૂલો કે દોષો જોઇ પ્રાપ્ત વસ્તુનો અનાદાર કરવો એ પ્રેમી હૃદયથી ન બની શકે તેવું છે, અને શુષ્ક હૃદયીને તો કહેવું જ શું?

આ સંગ્રહમાં પ્રેમનાં જ કાવ્યો ઉપરાંત અન્ય ઉપદેશક કવિતાઓ પણ છે પરન્તુ તે તે કવિતાઓ ઉપરના સંગ્રહકર્ત્તાના પ્રેમનું જ એ પરિ-

ણામ હોઈને આ પુસ્તકનું નામ "વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની" રાખ્યા છતાં તેમાંથી તે કાવ્યો કાઢી નાંખ્યાં નથી.

હૃદયોદ્‌ગારમાં પ્રભુને માશુક રૂપે માનવા ઇષ્ટ છે કે પતિરૂપે માનવા ઇષ્ટ છે તે સંબંધી યથામતિ ઉલ્લેખ કરી પ્રભુને પતિરૂપ માનવા ઇષ્ટ છે એ બતાવવા પ્રયત્ન સેવ્યો છે. તેનાથી બીજી રીતે એટલે કે પ્રભુને માશુકરૂપે માનવા-કલ્પવા ઇષ્ટ છે એ સંબંધીનો શ્રીયુત પઢીયારનો લેખ જે મ્હારા હૃદયોદ્‌ગારમાં લખેલ વિચારો વાંચ્યા પછી તેના જવાબરૂપે લખાએલ છે તે પણ આ જ પુસ્તકમાં યથાસ્થિત સ્વરૂપમાં વાંચવામાં આવશે. વળી એ જ ચર્ચાને અંગે રા. કાન્તના એક પત્રમાંનો અમુક ભાગ અન્ય સ્થળે મૂકેલો છે તે, તથા કલાપીનું કથન તથા અન્ય ઉદ્‌ગારો એ સર્વને વાંચી વિચારી એ તત્ત્વના વિચારકો સાર ગ્રહણ કરશે એવી આશા છે. સંગ્રહકાર તત્ત્વચિંતક પાસે માત્ર દહીં મૂકે છે. તેને વલોવી-મન્થન કરી નવનીત-ઘી કહાડવું એ કામ તેઓનું છે.

ધોરાજી.
વી. સં. ૨૪૩૩ના શ્રાવણ વદી ૧૧
(ગુરૂ-સ્વર્ગગમન-તિથિ)

લી.
મુનિ છોટાલાલજી.



# હૃદયોદ્‌ગાર.

---

इतरकर्मफलानि यथेच्छया ।
वितर तानि हे चतुरानन ॥
अरसिकेषु कवित्वनिवेदनम् ।
शिरसि मा लिख मा लिख मा लिख ॥

અર્થાત્—હે બ્રહ્મા! વિધાતા! અન્ય કર્મોનાં ફળો તું મારા ભાગ્યમાં તારી મરજી પ્રમાણે આલેખજે, પરન્તુ અરસિક જનોને કવિતા કહેવાનું કાર્ય તું મારા ભાગ્યમાં લખીશ નહિ, લખીશ નહિ!

કોઇ સંસ્કૃત મહાકવિએ એ શબ્દો ઉચ્ચાર્યા છે અને તે કેવળ વ્યર્થ નથી. કાવ્યની પદવી ઘણી ઉંચી છે, અને તે વસ્તુ જેની-તેની પાસે બક્યા જવી તે ગધેડાની ગૂણમાં ઈંટોને બદલે પુસ્તકો લાદી વિદ્યાને અન્યાય કરવા તુલ્ય છે. કોઇ એક વિદ્વાને તો આ સંસાર-રૂપ વિષવૃક્ષનાં બે મધુર ફળોમાંનું એક મધુર ફળ કાવ્યામૃત રૂપ કહ્યું છે.

संसारविषवृक्षस्य द्वे एव मधुरे फले ।
काव्यामृतरसास्वादः संगमः सुजनैः सह ॥

અર્થાત્—સંસારરૂપી વિષવૃક્ષનાં બીજાં બધાં ગમે તેટલાં કડવાં ફળ હોય, પણ તેનાં બે ફળો તો અવશ્ય મધુર-મીઠાં છે, અને તે બે ફળોમાંનું એક કાવ્યામૃત રૂપી રસનો આસ્વાદ અને બીજું સજ્જનોનો સમાગમ છે. જગતમાં સજ્જનોનો કાંઇ લોપ થઈ ગયો નથી. बहुरत्ना वसुंधरा છે; પરન્તુ એવાં રત્નોને જગત્‌માંથી શોધી કાઢવાનું કાર્ય અતિકઠીન છે. જગત્‌માં દંભનું એટલું જોર ચાલે છે કે ખરા સજ્જનો કયા છે અને દંભી-દેખાતા સજ્જનો કયા છે એ

શોધવાનુ કાર્ય દુષ્કર છે. કદાચ ભાગ્યયોગે એવા સાચા સજ્જનનો લાભ થાય, તોપણ તેના સમાગમનો લાભ લેવો એ તો માત્ર ભાગ્યાધીન જ છે. પરન્તુ સંસારરૂપી વિષવૃક્ષના બીજા મીઠા ફળ કાવ્યામૃતનો રસાસ્વાદ લેવો એ એટલું કઠીન નથી. તે સુલભ છે. એ સુલભ ફળની પ્રાપ્તિ થતાં રસિક જનોએ તેનો આસ્વાદ લેવો—માત્ર જિહ્વાને તૃપ્ત કરીને જ બેસી રહેવું નહિ પરન્તુ તેને સંપૂર્ણ રીતે ચાવીને તેના બારીક પરમાણુઓ કરીને તેને ગળા હેઠળ ઉતારવાં કે જેથી એ પરમાણુઓ સારી પેઠે પચે અને આ દેહને ધારણ કરનાર આત્માને નિર્વિકારી—વિશુદ્ધ લોહી રૂપી વૃત્તિઓથી સુપોષણ આપે: એ જ એવા ફળની પ્રાપ્તિને પ્રસંગે મનુષ્યોનું કર્તવ્ય છે.

એક પ્રસંગ એવો હતો કે હું આ મધુર ફળના રંગને જોઈને જ તેની કીંમત આંકતો હતો અને બહુ તો તેને માત્ર રસનાના આનંદોપભોગનો જ વિષય સમજતો હતો; પરંતુ મારી એ ભ્રમણા એક કવિતારસિક મુનિના સમાગમથી દૂર થવા પામી હતી. વિક્રમ સંવત્ ૧૯૬૧–૬૨ ની સાલના ચાતુર્માસમાં મુનિ શ્રી તિલોકચંદ્રજીનો મને મેળાપ થયો અને તેમણે જ મને સમજાવ્યું કે કવિતા માત્ર રાગડા તાણવાની વસ્તુ નથી, પરંતુ તેમાં ગૂઢ રહસ્ય સમાએલું હોય છે કે જે રહસ્ય સમજવાથી થતો આનંદ માત્ર મગજસુધી નહિ પણ આત્માસુધી પહોંચવા જેટલો બળવત્તર હોય છે. મુનિ શ્રી તિલોકચંદ્રજી કલાપીની કવિતાઓના જબરા અભ્યાસી હતા એટલું જ નહિ પણ આનંદમગ્ન અવસ્થામાં તેમના મુખમાંથી બહુધા કલાપીની કવિતાઓ જ નિર્ઝરતી હતી. કવિતાની અંદર આટલી બધી સુંદર ભાવવાહકતા રહેલી હોય છે તે તે જ વખતથી મારા સમજવામાં આવ્યું. કવિતાઓ વાંચવા તરફ સામાન્ય રીતે મને જે કંટાળો હતો

તે કંટાળો ત્યારથી દૂર થયો અને વળી તે પ્રત્યે વધારે આકર્ષણ થવા લાગ્યું. મુનિ શ્રી તિલોકચંદ્રજી પાસેથી મેં કલાપીનાં બે ત્રણ કાવ્યો લખી લીધાં અને 'મનોવિચાર' નામની કવિતા મેં તેમની પાસે લખાવી જે મેં પાછળથી 'સદુપદેશ કુસુમમાળા' માં દાખલ કરી હતી. એ કવિતા મને બહુ ગમી. હું બહુ વખત એ કવિતા કોઇ વાર બીજાઓની સમક્ષ અને કોઈ વાર એકાંતમાં ગાતો અને હૃદયનો આહ્લાદ—આનંદ અનુભવતો. મુનિ શ્રી તિલોકચંદ્રજીની સાથે કેટલોક વખત રહ્યા પછી અમે બન્ને લીંબડી આવ્યા અને ત્યારપછી અમે જૂદા પડ્યા. ત્યારબાદ ૧૯૬૩ ની સાલસુધી તેમની સાથેના પત્રવ્યવહારથી હું કવિતાઓ વાંચવાનો લાભ મેળવતો અને તેમાં સમાએલો આનંદ અનુભવતો. કલાપીની કવિતાઓ ઉચ્ચ વૃત્તિને સન્મુખ રાખીને વાંચવાની તે મને ઘણી વાર ભલામણ કરતા. એમ કરવાથી કવિતાઓનું સાચું રહસ્ય ધીમે ધીમે મારા લક્ષમાં આવતું ગયું. ત્યારપછી મુનિ શ્રી તિલોકચંદ્રજી જોકે અદૃશ્ય થઈ ગયા છે, તથાપિ હું તો મારા આનંદમાં આગળ વધતો રહ્યો છું.

સંવત્ ૧૯૬૪ ના શ્રાવણ માસમાં મારા પરમ ઉપકારી સદ્ગુરુ શ્રી લાધાજી સ્વામીનો સ્વર્ગવાસ થયો, તેથી હૃદયમાં વ્યામોહ ઉત્પન્ન થયો. છદ્મસ્થની અપૂર્ણ સ્થિતિમાં એ વ્યામોહ અસ્વાભાવિક નહોતો. એ વ્યામોહને દૂર કરવામાં અને ચિત્તને શાન્ત કરવામાં સૂત્ર-વાચન સાથે કલાપીની કેટલીક કવિતાઓએ મને સારી પેઠે મદદ કરી હતી. સૂત્રવાચનથી સાધુસ્થિતિની અને જીવનની ઉપયોગિતા કેટલેક અંશે સમજાઈ અને—

"વ્હાલી બાબાં ! સહન કરવું એય છે એક લ્હાણું !"

એવા કલાપીના હૃદયોદ્‌ગારે સહન કરવામાં—મનઃસંયમ કરીને મનોદુઃખને પણ મનઃસુખ સમજી શાન્ત રહેવામાં આનંદ—સંતોષનો ખરો અનુભવ કરાવ્યો; કવિતાઓનું ખરૂં મૂલ્ય સમજાવવાને પરિણામે જે જે સારી કવિતાઓ દૃષ્ટિએ પડે તેનો સંગ્રહ કરવાની ઇચ્છા થવા લાગી. એવો સંગ્રહ અત્યારસુધી ચાલુ રહ્યા પછી કેટલાક ગૃહસ્થોની ઇચ્છાને અનુસરીને તે પ્રસિદ્ધિને માટે તેમને સોંપાયો અને તેના પરિણામરૂપે આજે આ પુસ્તક વાચકોના કરકમળમાં પડેલું છે.

એક જૈન મુનિને હાથે આ પ્રકારનાં કાવ્યોનો સંગ્રહ થયેલો હોય અને તે પ્રસિદ્ધિમાં આવતો હોય તો તે આ પહેલો જ છે. આ સંગ્રહમાં બહુધા પ્રેમનાં કાવ્યો છે અને જૈન ધર્મ મુનિઓને સાંસારિક પ્રેમના પ્રસંગોનું ચિંતન નહિ કરવાનું ફરમાવે છે. પ્રેમ અને મોહની વચ્ચે રહેલો ભેદ વિરલ મનુષ્યો જ સમજે છે અને જેઓ શાશ્વત પ્રેમને સમજે છે, તેઓ પ્રેમ વસ્તુને નિષિદ્ધ માનતા નથી; પરન્તુ આ ભેદને સમજનારાઓ પ્રેમનું નામ સાંભળીને ભડકી ઉઠે છે અને એક જૈન મુનિની કૃતિની સાથે 'પ્રેમ' શબ્દ જોડાએલો જાણીને તો તેમનું મગજ કાંઇની કાંઇ કલ્પનાઓ કરવા મંડી પડે છે. પરંતુ આ ભ્રમ ટળવાની જરૂર છે. પ્રેમ એ ત્યાજ્ય વસ્તુ નથી પરંતુ સૌ જીવને ઉપાદેય વસ્તુ છે; અલબત્ત, તેના ભેદો સમજવાનો અને પોતાના ધર્મોને જાણવાનો વિવેક તો હોવો જ જોઇએ. મનુષ્યના જીવનમાંથી એક માત્ર પ્રેમ વસ્તુને ખેંચી લો અને પછી તુરત સમજાશે કે એ મનુષ્ય એક માત્ર મુડદું જ છે! પ્રેમને ધિક્કારનારાઓ માત્ર પ્રેમને જ નહિ પણ પ્રેમ સ્વરૂપે પ્રભુને ધિક્કારે છે! કવિ નાનાલાલ માત્ર એક ટુંકી કવિતામાં 'પ્રેમ'નો બહુ જ ઉમદા ખ્યાલ આપે છે:

પરમ પ્રેમ પરબ્રહ્મ !
માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ,
દમ્પતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસારસાર;
પરમ પ્રેમ પરબ્રહ્મ.
દયા પ્રેમ, દાન પ્રેમ, ભક્તિ પ્રેમ, જ્ઞાન પ્રેમ,
યોગ પ્રેમ, મોક્ષ પ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધાર;
પરમ પ્રેમ પરબ્રહ્મ.
સ્થૂલ પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ, વિશ્વ કેરો મન્ત્ર પ્રેમ,
સૃષ્ટિનો સુવાસ પ્રેમ, પ્રેમ તેજ કેરો પાર;
પરમ પ્રેમ પરબ્રહ્મ.
આત્મનો વિકાસ પ્રેમ, જીવન પ્રકાશ પ્રેમ,
પ્રેમ–પ્રેમ, સર્વ પ્રેમ, પ્રેમનો આ પારાવાર;
પરમ પ્રેમ પરબ્રહ્મ.

પ્રેમ એ પવિત્ર વસ્તુ છે. પ્રેમ વિનાનું હૃદય તે જડ–પાષાણવત્ છે અને તેવા હૃદયવડે મુક્તિની અભિલાષા રાખવી તે પાણી વલોવીને માખણની આશા કરવા જેવું છે! મને લાગે છે કે મોહ અથવા આસક્તિથી દૂર રહેવાનો ઉપદેશ કરવાને બદલે પ્રેમ શબ્દથી ભડકાવી મેલનારા ઉપદેશકોએ જ શાશ્વત પ્રેમને સમજવાની સ્થિતિમાં પણ મનુષ્યોને રહેવા દીધાં નથી. જ્યાંસુધી મનુષ્યનું હૃદય પ્રેમરૂપી નિર્ઝરના જળવડે ભીનું રહેતું નથી, ત્યાંસુધી તેનામાં ભ્રાતૃભાવ જાગૃત થતો નથી, ભ્રાતૃભાવ વિના અનુકંપા આવતી નથી અને અનુકંપા વિના સમભાવવૃત્તિ જાગૃત થતી નથી. એકલા જૈન ધર્મનો જ નહિ, પરંતુ અન્ય ધર્મોનો મુખ્ય ઉપદેશ પણ સમભાવવૃત્તિ ઉત્પન્ન કરવાનો છે અર્થાત્ आत्मवत्सर्वभूतेषु એ ભાવ ઉત્પન્ન થવાથી જ મુક્તિનો માર્ગ

મોકળો થાય છે એવું સઘળા આર્ય ધર્મો કહે છે. પરન્તુ એ ભાવનું બીજ માત્ર શાશ્વત પ્રેમમાં જ રહેલું છે, તેવી સમજણને અભાવે મનુષ્યો અંધકારમાં અટવાયાં જ કરે છે અને તેનો પાર પામી શકતાં નથી.

ઉપર જણાવ્યું તેમ જે કાંઈ અવગણના થઇ છે તે પ્રેમ અને મોહમાં તફાવત નહિ સમજનારાઓ તરફથી થઈ છે. દેહ ઉપરની આસક્તિ અર્થાત્ ગોરા કે ઉજ્જ્વલ દેહ ઉપરનો અનુરાગ તે મોહ છે; જ્યારે પ્રેમ તે આત્મા–સિદ્ધસ્વરૂપી આત્મા અને તેના ઉત્તમ ગુણ પ્રત્યે જે કાંઇ સદ્‌ભાવ તે છે. મોહદૃષ્ટિથી પુત્ર, સ્ત્રી, કિંવા કોઈ મહાત્મા ઉપર પણ અનુરાગ–પૂજ્ય ભાવ ઉત્પન્ન થવાનો સંભવ છે, અને એવા પૂજ્ય ભાવને પ્રેમભાવ સમજનારાઓ ભૂલ કરે છે. પૂજ્ય ભાવ સ્થૂલદૃષ્ટિનું પરિણામ હોય છે અને પ્રેમભાવ એ સૂક્ષ્મ દૃષ્ટિનો વિષય છે. પૂજ્ય ભાવ પોતાના મનથી માનેલા ગુણ ઉપર ઉત્પન્ન થાય છે અને તે ગુણમાં જ્યારે કાંઇ પરિવર્તન જોવામાં આવે છે, ત્યારે પૂજ્ય ભાવને બદલે દ્વેષ ભાવ જન્મ પામે છે. એમાંથી કોઇ વાર કાયમનું વૈર બંધાઇ જવાનો પણ સંભવ પેદા થાય છે. ત્યારે વિશુદ્ધ પ્રેમભાવમાં આત્માના ગુણ સામે જ જોવાય છે–દેહના ગુણ સામે જોવાતું નથી. દેહથી ગમે તેવાં દુષ્ટ કૃત્યો થતાં હોય છતાં પ્રેમી તે જડ દેહથી દુનિયાની દૃષ્ટિમાં મનાતાં દુષ્ટ કૃત્યો કરનારના આત્માને પ્રેમની નજરથી ઉજ્જ્વલ જ જુએ છે અને આ બાહ્ય પડદાને કે પડદો કાંઈક મલીન થયો હોય છે તેને હૃદય સરસો ચાંપીને પડદાને દૂર કરવા પ્રયત્ન કરે છે, તેમ જ ઉજ્જ્વલ પ્રભુજ્યોતિને બુઝાતી અટકાવે છે. એવો પ્રેમી તે જ ખરો મહાત્મા છે–પછી ભલે તે ગૃહ-સ્થના વેશમાં હોય કે ત્યાગીના વેશમાં હોય. જે પ્રેમમાં હિતકર

આત્મભાવના રહેલી છે તે પ્રેમ સ્વજનપરનો હોય કે પરજનપરનો હોય, પુરૂષપરનો હોય કે સ્રીપરનો હોય, એક કીડીપરનો હોય કે હાથીપરનો હોય, તોપણ તે પુણ્યરૂપ છે. પ્રેમમાં રહેલી હિતકર આત્મભાવનાની પરીક્ષા બાહ્ય લોકદષ્ટિ કરી શકતી જ નથી, અને તે જ કારણે જગતમાં દંભનો વધારો દિવસે દિવસે થતો જોવામાં આવે છે.

પ્રેમની—વિશુદ્ધ પ્રેમની જ્યોતિ એ જ આત્મવૃત્તિ છે. આત્મવૃત્તિનો યોગ સારા કે ખોટા કાર્યમાં કરવાથી જ પુણ્ય કે પાપનું ઉપાર્જન થાય છે. અજ્ઞાન ભાવથી કરેલાં પાપ—પુણ્ય પૂર્ણ ફલપ્રદ થતાં નથી. પ્રેમપૂર્વક—સાવધાન મનથી દુષ્ટ કર્મ કરવાથી પાપના જે બંધ પડે છે તે ઘણા ગાઢા હોય છે, તેથી ઉલટું અજ્ઞાન દશામાં કરેલાં પાપોના બંધ આછા હોય છે. એ પાપકર્મથી તદ્દન નિવૃત્ત થવાને पढमं नाणं નો ઉપદેશ જૈન શાસ્ત્રોએ કરેલો છે. જ્ઞાન પામ્યા પછીની સંપૂર્ણ અવસ્થા તે જ સાચી પ્રેમમય અવસ્થા છે. અજ્ઞાન અવસ્થામાં પાપ કર્મ કર્યાં હોય, તોપણ જ્યારે ખરો આત્મભાવ—પ્રેમભાવ પ્રકટ થાય છે ત્યારે મનુષ્યનો આત્મા પશ્ચાત્તાપના અગ્નિથી ઉજ્જ્વલ બને છે. એ માટે " રાય પ્રસેણી ' સૂત્રમાંનો પરદેશી રાજાનો દાખલો સારી પેઠે જાણીતો છે. પરદેશી રાજા ઘોર કર્મી હતો. મનુષ્યના ટુકડા કરતાં તેને અંશ માત્ર ત્રાસ થતો નહિ અને તેના હાથનાં કાંડાં લોહીથી ખુડખુડા રહેતાં એમ કહેવાતું. પરન્તુ તે એકાન્ત અધર્મી હતો—અર્થાત્ એ પાપો તેણે અજ્ઞાન દશામાં કર્યા હતાં તેથી તેના પાપના બંધ આછા હતા. પરન્તુ જીવો પ્રત્યેનો ખરો પ્રેમભાવ—આત્મભાવ તેનામાં જાગૃત થયો ત્યારે માત્ર ૩૯ દિવસના પશ્ચાત્તાપથી તે પોતાનાં કર્મોને ખપાવી શકયો અને સિદ્ધ થવાને માટે તેને માત્ર એક જ ભવ

બાકી રહ્યો, એ જાણીતી વાત છે. આ ઉદાહરણથી સ્પષ્ટ રીતે સમજી શકાશે કે જે પ્રેમમાં વિશુદ્ધ આત્મભાવ રહેલો હોય છે, તે પ્રેમ ધારણ કરવાનો સંસારીનો કે ત્યાગીનો, સ્ત્રીનો કે પુરૂષનો એકસરખો અધિકાર છે, અને તેથી આત્મા ઉંચે ચડે છે પણ પતિત થતો નથી. વિશુદ્ધ આત્મભાવ વિનાનો પ્રેમ 'પ્રેમ'ના રૂપમાં ટકી શકતો નથી, પરન્તુ તે ક્ષણે ક્ષણે રૂપાંતરને પામે છે. તેમાં વિકાર, મોહ અને છેલ્લે આસક્તિ દાખલ થાય છે અને તેથી આત્મા અધર્મની ખાડીમાં ગબડવા લાગે છે.

મહાન્ ત્યાગીઓએ પણ વિશુદ્ધ પ્રેમનાં ગીતો એકસરખા આનંદથી ગાયાં છે. સ્વામી રામતીર્થે કહ્યું છે કેઃ—

અર્પજે પ્રેમને સર્વે, માનજે ઉરનાં કહ્યાં,
સંબંધો મિત્ર ને સ્વાર્થો, સર્વને ભોગ આપતાં;
માન સન્માન ને કીર્તિ, ગ્રહ ભંડાર દ્રવ્યના,
અહંતા જ્ઞાનની સર્વે, પ્રેમ યજ્ઞે જ હોમવા !

સ્વામી વિવેકાનંદે પણ પ્રેમને જ ગાયો છે. સ્વામી આનંદઘનજીનાં પદો પણ પ્રેમમાં ડુબાડુબ દેખાય છે. પ્રેમ વિનાનું જીવન એ જડ જીવન છે–યાંત્રિક જીવન છે. પ્રેમ વિનાની ભક્તિ નહિ પણ વેઠ નામને લાયક છે. પ્રેમ વિનાનો વિનય તે એક જાતનો વેરો સમજવો. પ્રેમ વિનાની શ્રદ્ધા તે એક જાતનો દુરાગ્રહ જ કહેવાય. જગતમાં સર્વત્ર પ્રેમનું જ સામ્રાજ્ય છે અને પ્રેમને લીધે જ મનુષ્યને જીવવું પણ ગમે છે. જગતમાંથી પ્રેમનો વાયુ ખેંચી લેવામાં આવે તો એક એવી હાનિકારક હવા ફેલાય કે જેની વચ્ચે જીવવા કરતાં આત્મઘાત કરવો એ જ મનુષ્યને વધારે ઉચિત લાગે. એ જ પ્રેમનું માહાત્મ્ય

ગાનારાં ગીતોનો સંગ્રહ કરીને આ 'વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની' ના સ્રોતને વહેવડાવવા યથાશક્તિ પ્રયત્ન સેવ્યો છે.

પ્રસ્તુત પુસ્તકમાં સંગ્રહવામાં આવેલી કવિતાઓના ત્રણ વિભાગ પાડી શકાય તેમ છે. એક વિભાગ સુફી મત પ્રમાણે પ્રભુને માશુકરૂપે કલ્પી તેને પ્રાપ્ત કરવાને કદમબોશી તેમજ વસ્લની યાચના કરનારાં કાવ્યોનો છે. બીજો વિભાગ પ્રભુને પતિરૂપ માની પોતામાં સ્ત્રીભાવ કલ્પીને પતિની કૃપા પ્રાપ્ત કરવાને પત્ની જે વિનતિ કરે તે રૂપમાં ગવાએલાં કાવ્યોનો છે. ત્રીજો વિભાગ કેટલીક પ્રકીર્ણ કવિતાઓ અને સામાન્ય પ્રેમગીતોનો છે. પ્રભુને પતિરૂપ માનવાથી તેના પ્રત્યે મનુષ્યના જિગરનો પ્રેમ વધારે પ્રવાહિત થાય છે કે પ્રભુને માશુક રૂપે કલ્પવાથી વિશેષ પ્રવાહિત થાય છે, એ વિષે મોટો મતભેદ છે. સુફી મતની ઉત્પત્તિનું મૂળ સ્થાન ઇરાન છે, અને સુફીમતના મહાત્માઓએ પ્રભુને બહુધા માશુકને નામે જ બોલાવ્યો છે. માશુક પ્રત્યેની ફીદાગીરી એ જ સુફીઓની પરમ મુક્તિ છે. ત્યારે શ્રીકૃષ્ણને પતિરૂપ માની પોતાને તેના ગોપીરૂપે કલ્પીને તેના પ્રત્યે પ્રેમભાવ ધરાવવો એ મતનું ઉત્પત્તિ સ્થાન આર્યાવર્ત છે. આર્યાવર્તનો પતિ-પત્ની ભાવ બીજા દેશો કરતાં કેટલીક રીતે જૂદો પડે છે. આર્યાવર્તમાં પત્ની એ પતિનું ઉતરતું અર્થાત્ ડાબું અંગ માનવાની ભાવના સ્ત્રી તેમજ પુરૂષ ઉભય વર્ગમાં પ્રસરેલી છે આ પ્રચલિત વ્યવહારની પુષ્ટિમાં જૈન અને જૈનેતર શાસ્ત્રનાં કેટલાંક પ્રમાણો પણ છે, અને તેથી સુફીઓ પ્રભુને માટે જે માશુક શબ્દનો ઉપયોગ કરે છે, પ્રભુને પોતાની પ્રિયતમા કહે છે, એ મત આર્યાવતની દૃષ્ટિમાં ઉચિત લાગતો નથી. આર્યાવર્ત પોતાને ડાબા અંગને સ્થાને-પ્રભુથી ઉતરતા સ્થાને અર્થાત્ પત્નીને સ્થાને મુકાઈ પ્રભુને પતિને સ્થાને મૂકવામાં ઉચિતતા સમજે છે. જગતના

કૌટુમ્બિક સંબંધોમાં જે જે સંબંધ પૂજ્યતાની દૃષ્ટિએ ઉંચો છે, તે તે સંબંધની કલ્પનાઓ આર્યાવર્તના કવિઓએ પ્રભુને માટે કરી છે. પિતા-પુત્ર, માતા-પુત્ર, પતિ-પત્ની, જ્યેષ્ઠ ભ્રાતા-કનિષ્ઠ ભ્રાતા એ સંબંધો નિકટના કહેવાય છે, તેથી આર્યાવર્તના કવિઓમાંના કોઇએ પ્રભુને પતિ કલ્યો છે અને ઇશ્વરને જ્યેષ્ઠ બંધુ પણ કલ્યા છે. એ પ્રત્યેક સંબંધમાં મનુષ્યે પોતાની ગણના પ્રભુથી ઉતરતી એટલે કે પુત્ર, પત્ની અને કનિષ્ટ બંધુની જ કરી છે ! નિશ્ચયનયે કરીને પિતા અને પુત્ર, માતા અને પુત્ર, પતિ અને પત્ની કે જ્યેષ્ઠ અને કનિષ્ટ બંધુઓ ભલે સમાન કક્ષામાં ઉભાં હોય, પરન્તુ વ્યવહારમાં તેમાં જે ઉચ્ચ-નીચ કક્ષાની કલ્પના કરવામાં આવે છે તે જ કલ્પના પ્રમાણે પ્રભુ સાથેનો મનુષ્યનો સંબંધ કવિઓએ ગાયો છે. આ કારણથી સુફી મત કરતાં જૂદી જ રીતે આર્યાવર્તના ઘણા કવિઓએ પ્રભુને પતિને સ્થાને મૂકી તેની અનન્ય સેવા કરવાનો મનુષ્ય ધર્મ બતાવ્યો છે. કવિ દયારામ જેવા કોઇક જેને સુફી મતની કવિતાઓનો અભ્યાસ હતો તેમણે એ મતની કલ્પના પણ પોતાની કવિતાઓમાં ઉતારી છે, તો-પણ બહુધા કૃષ્ણ-ગોપીનો ભાવ પણ કવિતાઓમાં ઉતાર્યો છે. શ્રીમાન્ આનંદઘન જેવા જૈન કવિએ પણ ગાયું છે કેઃ—

ઋષભ જિનેશ્વર પ્રીતમ મ્હારો રે, ઓર ન ચાહું કંથ;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત. ઋષભ.

પ્રીત સગાઈ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય;
પ્રીત સગાઈ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋષભ.

* * * * *

કોઈ પતિ રંજન અતિ ઘણું તપ કરે રે, પતિ રંજન તન તાપ,
એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ. ઋષભ.

(આનંદઘન ચોવિશી)

પિયા બિનુ શુદ્ધ બુદ્ધ ભૂલી હો;
આંખ લગાઇ દુઃખ મહેલકે, જરૂખે ઝૂલી હો. પિયા.
હસતી તબહુ બિરાનીયા, દેખી તન મન છીજ્યો હો;
સમજી તબ એતી કહી, કોઇ નેહ ન કીજ્યો હો. પિયા.
પ્રીતમ પ્રાણુપતિ વિના, પ્રિયા કૈસેં જીવે હો;
પ્રાન પવન વિરહા દસા, ભુમંગળ પીવે હો. પિયા.
શીતલ પંખા કુમકુમા, ચંદન કહા લાવે હો;
અનલ ન વિરહાનલ યે હૈ, તન તાપ બઢાવે હો. પિયા.
ફાગુન ચાચર ઈક નિસા, હોરી સિરગાની હો;
મેરે મન સબ દિન જરે, તન ખાખ ઉડાની હો. પિયા.
સમતા મહેલ બિરાજ હૈ, વાણી રસ રેજા હો;
બલિ જાઉં આનંદઘન પ્રભુ, એસેં નિઠુર ન વ્હેજા હો. પિયા.

*            *            *            *            *

પિયા બીન સુદ્ધ બુદ્ધ ખૂંદી હો !
વિરહ ભુયંગ નિસા સમે, મેરી સેજડી ખૂંદી હો. પિયા.
ભોયણ પાન કથા મિટી, કિસકું કહું સૂધી હો;
આજકાલ ઘર આનકી, જીવ આસ વિલુંધી હો. પિયા.

*            *            *            *            *

નિરાધાર કેમ મૂકી, શ્યામ મુને નિરાધાર કેમ મૂકી ?
કોઇ નહિ હું કોણશું બોલું, સહુ આલંબન ટૂકી. શ્યામ.
પ્રાણુનાથ તુમેં દુર પધાર્યા, મૂકી નેહ નિરાશી;
જાણુ જાણુના નિત્ય પ્રતિ ગુણ ગાતાં, જનમારો કિમ જાસી. શ્યામ.

( આનંદઘન બહોંતેરી. )

આ પ્રમાણે આર્યાવર્તમાં પ્રભુને પતિરૂપ માનવાનો જે ભાવ પ્રચલિત છે તે ઘણો વિસ્તર્યો છે. સુફી મતની ગણના કેવળ હલકી કરી શકાય તેમ નથી, પરન્તુ જે દેશમાં પતિ પત્નીના જીવન અધિકારની વચ્ચે લીંટી દોરાઇ છે, તે દેશમાં પ્રભુને માટે પતિનું જ સ્થાન ઉંચું મનાયું છે અને તેને જ પરિણામે:—

કદમ તુજ ખોસવા ગભરૂ, પડ્યો'તો પેરમાં તારા.

એમ ગાવાને બદલે:—

અમીની આંખની પ્યાસી કુમુદ આ તો તમારી છે,
ગ્રહી જો બાંય તો લજ્જા તમારાની તમોને છે!

એ ઉદ્દગારોમાં આર્યાવર્તે વધારે ભક્તિમત્તા માની છે. પુરૂષ વર્ગની ચંચળ મનોવૃત્તિ જોતાં પ્રભુમાં માશુકવૃત્તિ ધરવાથી કેટલીક ખરાબીની સંભાવના મને જણાય છે. એક સિદ્ધાંત તરીકે એ ખરાબીની કલ્પના કરી શકાય તેમ નથી, પરન્તુ આર્યાવર્તના પ્રચલિત વ્યવહારની દૃષ્ટિએ પ્રભુરૂપી માશુકની કલ્પના પુરૂષના મગજને અસ્થિર બનાવી જડસંસારની અશાશ્વત માશુકમાં અનુરાગ ધારણ કરવા તરફ દોરી જાય એવો ભય અસ્વાભાવિક નથી. આ કારણથી મને લાગે છે કે એ ભાવનો પ્રચાર કદાચ અનીતિવર્ધક થઇ પડે. પ્રભુને પતિરૂપ કલ્પીને તેની ભક્તિ કરવાની આર્યાવર્તની પ્રચલિત પ્રણાલી મને વિશેષ ઉચિત લાગે છે તેનાં એ કારણો છે. આર્યાવર્તનાં જ ચશ્મા પહેરેલી મારી આંખોને પણ પત્નીભાવમાં વિશેષ આત્માર્પણ રહેતું હોય એમ દેખાય છે.

હવે "હૃદયોદ્દગાર" નામને સાર્થક કરનારૂં થોડું કથન કરવાનું બાકી રહે છે. આ પ્રકારની કવિતાઓનો સંગ્રહ મારા તરફથી કરવામાં આવ્યો અને તે પ્રસિદ્ધિને માટે પ્રકાશકને સોંપવામાં આવ્યો

તેથી જૈન સમાજમાં કાંઈક ટીકા, કાંઈક વક્રોક્તિ, કાંઈક અપવાદ વગેરે થવાનો સંભવ છે. જ્યારે આ સંગ્રહ પ્રસિદ્ધિમાં આવવા દેવાનો મેં વિચાર કર્યો ત્યારે પણ એ જ વિચાર મારા મનમાં આવ્યો હતો, પરંતુ માત્ર એક વાતના સ્મરણથી એ વિચારને મારૂં મન હરાવી શક્યું છે. મારા સદ્‌ગત ગુરૂવર્ય હમેશ એમ કહેતા કે આપણને જે કાંઈ શક્તિ કે સાધન મળ્યાં હોય અને એ શક્તિ કે સાધનથી જગતના કોઈ પણ આત્માનું હિત થતું હોય અને તે પણ સન્માર્ગે રહીને કરી શકાતું હોય તો તે કરતી વખતે લોકાપવાદના નિર્માલ્ય ભયને તિરસ્કારી શુદ્ધ બુદ્ધિથી યથાશક્તિ હિત કરવાનો પ્રયત્ન કરવો, અને તે પ્રયત્ન કરતાં કદાચ સમાજ તરફથી મુશ્કેલીઓ આવી પડે તો તે શાન્ત ચિત્તે સહન કરી આપણે આપણા કામમાં આગળ વધવાનો પ્રયત્ન કરવો. આ ઉપદેશનું સ્મરણ કરીને કવિતાઓનો આ સંગ્રહ 'વિશુદ્ધ–પ્રેમ–પ્રવાહિની' એવા નામમાં અને સંગ્રહકાર તરીકેના મારા ખુલ્લા નામ સાથે પ્રસિધ્ધ થવા દેવાનું મને ઉચિત લાગ્યું છે. 'વિશુદ્ધ પ્રેમ'ને યથાર્થ સ્વરૂપમાં સમજનારાઓને તો લાગશે કે આવી કવિતાઓનું વાચન વાચકોને પ્રભુભક્તિમાં દત્તચિત્ત બનાવવામાં સાધનભૂત થાય છે; ઘણા કવિઓ એવા કાવ્યરસમાં સ્નાન કરીને જ પોતાને ભક્ત નામથી ઓળખાવી ગયા છે; અને એ જોતાં આવી કવિતાઓ કિંચિત્ નિર્મળ ભાવ ઉત્પન્ન કરવામાં સાહાય્યભૂત થાય તોપણ આ સંગ્રહની ઉપયોગિતાને માટે બસ છે, એમ હું માનું છું. અન્ય દેવ પ્રત્યેની શ્રદ્ધા એ જૈન દૃષ્ટિથી મિથ્યાત્વ મનાય છે, પરંતુ પરમાત્માને પોતાની હૃદય મૂર્તિ, પ્રિયતમ, પરમજ્યોતિ, કે માશૂક માનનારાઓએ પ્રભુને નિર્ગુણ, પરમબ્રહ્મ, અનંતવીર્ય અને અવ્યક્ત માન્યો હોવાથી તેઓના પ્રભુમાં કોઈ પણ પ્રકારના ગુણોનો

આવિર્ભાવ થતો નથી અને તેથી તેના પ્રત્યેના હૃદયના પ્રેમોદ્‌ગારને મિથ્યાત્વ માનવું એ મને દોષરૂપ લાગે છે.

આ પ્રમાણે આ સંગ્રહને પ્રસિદ્ધ થવા દેવામાં જૈન દૃષ્ટિએ પણ નિર્દોષતા માનીને મેં આ કાર્ય થવા દીધું છે. भिन्नाभिन्नरुचिर्हि लोकः! એવા લોકના અપવાદનો કે કોઇ અનુકૂળ–પ્રતિકૂળ અભિપ્રાયોની બહુ ચિંતા મેં રાખી નથી. ‘ ગામ વચ્ચે કૂવા ’ ની જેવી દશા થાય તેવી દશા થવા દેવાની મારી ઇચ્છા નહોતી અને તેથી માત્ર હૃદયને–ઉંડા અંતરને પૂછીને તેના ધ્વનિ પ્રમાણે આ કાર્ય કર્યું છે. કીર્તિની અભિલાષા નથી કે નિન્દાનો ભય નથી. જે અનિષ્ટ કાર્યોમાં ભય રાખવો જોઇએ તે કાર્યોમાં નિર્ભય રહીને દંભપૂર્વક કીર્તિ પ્રાપ્ત કરનારાઓ જગત્‌માં ઘણા છે અને એ કાર્ય સહેલું પણ છે. પરન્તુ જે હૃદયને તે રૂચ્યું નથી તે હૃદયને એવી કીર્તિ એક તૃણ કરતાં વધારે મૂલ્યની નથી.

આ ‘ પ્રવાહિની ’ ને જન્મ આપનાર અનેક પર્વતો છે અને આ ક્ષુદ્ર સંગ્રહકારે તો એ પર્વતોમાંથી નિર્ઝરેલાં જળબિંદુઓને એક માર્ગ તરફ દોરવાનું અને એ રીતે એક મોટો પ્રવાહ વહેવડાવવાનું કાર્ય જ કર્યું છે. તેમાંનાં કેટલાંક એવાં નિર્ઝરો પણ હતાં કે જે પર્વતોની ઉંડી ખીણોમાં હતાં અને કાળે કરીને કદાચ લુપ્ત થઇ જવા પામત, પરંતુ તેઓનો પત્તો મેળવીને તેઓના વહનને પ્રવાહિની તરફ વાળીને તેમને જીવંત અવસ્થામાં રાખ્યાં છે; એ પ્રવાહિનીનું જળ નીરોગી કુદરતી જળ છે, અને—

જેને રૂચે હા, તેટલું તે પાન તેમાંથી કરે;
નિજ હૃદયને શીતળ કરી, સૌંદર્યને તેમાં ભરે !

અને જેઓને તે જળપાન ઉચ્છિષ્ટ લાગે તેઓને માટે અહીં

તહીં વેરાએલા ઉંડા કૂવાઓ અનેક છે! તેમાંના કેટલાક અઘોરી અને જંગલી કુવાઓ પણ છે અને તેમાંનું જળ કદાચ અપથ્ય પણ હોવાનો સંભવ છે; છતાં જેઓ જળ પરીક્ષા કરવામાં નિપુણ હોય તેઓ કોઈ ખનિજ સંપત્તિથી યુક્ત અને પાચક જળને એ કૂવામાંથી શોધી કાઢીને તેનું પાન કરે તો તેથી કાંઈ 'પ્રવાહિની' ને પોતાની અવગણના થએલી નહિ જ લાગે! આ સંગ્રહ એ પણ એ કવિતાઓ ઉપરની એક પ્રકારની પ્રેમવૃત્તિનું જ પરિણામ છે, અને એ વૃત્તિને છુપાવવાનો દંભ કરવો એ મારા મનથી એક પાપ છે. લોકાપવાદથી ડરવું એ કદાચ ગુણ હોય તો પણ હૃદયવૃત્તિને છુપાવવી એ પાપ છે અને કાયરતા એ સત્યનું ખૂન કરવા બરાબર છે.

પણ હવે એ ટાયલું આટલેથી જ પૂરૂં કરીશ. પ્રિય વાચક! આ પ્રવાહિનીના એકાદ બિંદુથી પણ તારા તપ્ત હૃદયને શાન્તિ મળે, સંસારના કોઈ પણ અણગમતા પ્રસંગથી તું ઉદ્વિગ્ન થયો હોય ત્યારે આ પ્રવાહિનીના રૂપેરી પટ ઉપર થઈને વાતો શીતળ વાયુ તારા ચિત્તને કિંચિત્ પણ સ્વસ્થ કરે, તેમજ જીવન સાર્થક કરનાર કોઇ પણ દિશા એ પ્રવાહિનીને કાંઠે ભટકતાં ભટકતાં તને જડી આવે કિંવા દુષ્ટો અને જુલ્મીઓ અને દુનિયાથી તિરસ્કારાએલાઓના આત્મા ઉપર તને ક્રોધને બદલે દયા કે જે વિશુધ્ધ પ્રેમનું અંગ છે તે આ પ્રવાહિનીના સ્રોતનો મંદ ધ્વનિ તારા હૃદયમાં ઉત્પન્ન કરે તો અનેક નિર્ઝરોને એકત્ર કરીને તેનો પ્રવાહ વહેવડાવનાર આ મજુર—વેઠિયો નહિ પણ પ્રીતિસેવા બજાવનારો આ ભીક્ષુ પોતાના શ્રમને સફળ થએલો સમજશે. તેના શ્રમને સફળ કરવાને તારે પ્રવાહિનીથી દૂર રહેવું જોઈતું નથી. તેના પરથી વાતા શીતળ વાયુનો દૂર રહીને ઉપભોગ કર નહિ પણ તેની નિકટ આવ; તને મંદ શીળા વાયુથી

આહ્લાદ થશે. તેને કાંઠે બેસ; તેના રૂપેરી પટના દર્શનથી તું પ્રસન્ન થશે. માત્ર એક અંજલિ ભરીને તેના જળનું પાન કરી લે; તેથી તારા રોમ રોમમાં વિદ્યુત પ્રવાહ જેવું કાંઈક પ્રસરશે; અને પછી તો તે જ જળમાં સ્નાન કરવાની, તેના ઘડે ઘડે ભરીને પીવાની અને છેવટે જે પર્વતોમાંથી એ ઝરણાં નીકળીને આ પ્રવાહિની બની છે તે પર્વતોની પાસે જઇ, તેમને ભેટી તેમના જળનું પાન કરવાની ઇચ્છાને તું થોભાવી શકીશ નહિ! અને ત્યારે તું પ્રેમ એ દ્વયક્ષરી મહામંત્ર સમજીશ અને જીવન ના ત્રીઅક્ષરી ઉદ્યાન તરફ જવાનો માર્ગ—સાચો માર્ગ તને પ્રાપ્ત થશે! જીવનમાં પ્રેમને ઓતપ્રોત વણી લીધા વિના પરમાત્મજ્યોતિમાં ભળી જવાની આશા રાખીશ મા. ૐ શાંતિ.

દિવબંદર; વીર સંવત્ ૨૪૪૩ના ફાગણ વદી ૧૧ } લી. મુનિ છોટાલાલજી.



# આ પુસ્તક સંબંધી બે બોલ.

સ્થાનકવાસી જૈન સાધુ મુનિ શ્રી છોટાલાલજી મહારાજ ગયા વૈશાખ મહીનામાં ચોરવાડમાં પધાર્યા હતા, એ વખતે તેમણે પ્રેમની ગઝલોનો એક બહુ ઉત્તમ સંગ્રહ મને બતાવ્યો અને કહ્યું કે, એ છપાવવાને માટે કેટલાકો માંગણી કરે છે, અને મારો વિચાર તેમ થવા દેવાનો છે. એ સાંભળીને મને બહુ આનંદ થયો, કારણકે મને એમ લાગ્યું કે, હિન્દમાં હવે નવો જમાનો શરૂ થયો છે તેનાં આ બધાં શુભ ચિહ્નો છે, નહીંતો જૈન સાધુઓ પ્રેમની ગઝલોનો સંગ્રહ કરે ને જૈન ધર્મના અપાસરામાં પ્રેમની ગઝલો ગાય એ કાંઈ બને નહીં, એમ બનવું એ નવા યુગનું રહસ્ય છે.

મને ભય છે કે મુનિ શ્રી છોટાલાલજી મહારાજને કેટલાક જૈન સાધુઓ તરફથી તથા ગૃહસ્થો તરફથી આ પુસ્તક પોતાને નામે બહાર પાડવા માટે કાંઇક ખમવું પડશે, અને સખ્ત ટીકાના ભોગ થવું પડશે. પણ એવું ખમવા માટે મુનિ મહારાજ તૈયાર છે, એ પણ આનંદની વાત છે, કારણકે એવો ભોગ આપવા તૈયાર થવું એ પણ દેશની ઉન્નતિનું શુભ ચિન્હ છે. હું જોઉં છું કે, ઘણાએ સારા સારા માણસો પણ પોતાની ટીકા થવાની બ્હીકે, લોકલજ્જાની બ્હીકે, અને કોઇ કોઈ માણસો આપણી વિરૂધ્ધ થશે તો, એ બ્હીકને લીધે પોતાના અંતઃકરણના વિચારોને દાબી દે છે અને પોલમપોલ ચલાવ્યા કરે છે, તેને બદલે જાહેર હિમ્મતથી પોતાને જે સત્ય લાગે તે કહી દેવું અને એ માટે જે ટીકાઓ થાય, નિંદા થાય, કે પ્રહાર થાય, તે ખમવા તૈયાર રહેવું એ પણ બહુ ખુબીની વાત છે, અને એ પણ એક પ્રકારની બહાદુરી છે; અને હાલના વખતમાં એવી

જાતની બહાદુરીની પણ આપણા દેશમાં ખાસ જરૂર છે, કારણકે લોકલાજના ભયને લીધે જ ઘણી જાતના સુધારાઓ આગળ વધતા અટકી જાય છે માટે પોતાના અંતઃકરણના વિચારો પ્રમાણે ચાલવા સારૂ એક જાતના બળની જરૂર છે. એવું બળ જે માણસમાં હોય તેઓ ધન્યવાદને પાત્ર છે. મુનિ શ્રી છોટાલાલજી મહારાજ લોકલાજની સામે થઈ શકે તેવા છે, માટે તેમને ધન્યવાદ ઘટે છે, કારણકે એવી હિમ્મત વિના જૈન સાધુ પોતાને નામે પ્રેમની ગઝલોનું પુસ્તક બહાર પાડી શકે નહીં, અને આશક માશુકના પ્રેમનાં વર્ણનો જૈન ધર્મના અપાસરામાં કરી શકે નહીં, જોકે એ આશક માશુક જુદાં જ હોય છે, કાંઈ દુનિયાંનાં હોતાં નથી. એ તો આત્મા પરમાત્માની જ વાતો હોય છે; અને વિશ્વવ્યાપી શુધ્ધ પ્રેમની જ વાતો હોય છે. છતાં પણ જૈનોના ધર્મસ્થાનમાં એવી વાતો કહેવી તેમાં ઘણી મુશકેલીઓ છે, માટે જે ગૃહસ્થ કે જે સાધુ એવી મુશકેલીઓની સામે થઈ શકે તેઓ માનને પાત્ર છે.

અસલના વખતમાં આપણા દેશમાં એવા વિચારો ચાલતા હતા કે, આપણી નિંદા થાય તેવાં કામો કરવાં નહીં, કે તેવા વિચારો કોઈને જણાવવા નહીં, એટલું જ નહીં પણ કદી આપણા વિચારો બહુ જ ઉત્તમ હોય તોપણ લોકાચારની વિરૂધ્ધ થવું જ નહીં, પણ લોકાચારને અનુસરવું તેનું જ નામ ડહાપણ છે. એ માટે એવી જાતનાં વચનો જાણીતાં છે કે,

यद्यपि शुद्धं लोकविरुध्धं
नाकरणीयं नाचरणीयं

આ શ્લોકનો અર્થ એ છે કે, જોકે શુધ્ધ હોય તોપણ લોક વિરૂદ્ધ કાંઇ આચરણ કરશો મા. આવી શીખામણ જુના લોકો આપ્યા

કરવા હતા, અને ગમે તેમ થાય તેમાં આપણા બાપનું શું ગયું? આપણે તે કોઇની ફીકર શું કરવા કરીએ? સૌ સૌનાં કર્મ પ્રમાણે થયાં કરશે. આવું સમજીને લોકાચારની વિરૂધ્ધ કોઇ થતા નહીં, પણ એને બદલે હવે જુદી જાતનો જમાનો છે, કારણકે સંસારી રીત રિવાજોમાં, ધર્મના વિચારોમાં અને ક્રિયાઓમાં, તથા રાજકીય બાબતોના વિચારોમાં અને કાયદાઓમાં બહુ મ્હોટા ફેરફાર કરવાનો વખત હવે આવતો જાય છે, માટે લોકલાજની સામે થઇ શકે તેવા બહાદુર માણસોની હવે દરેક લાઇનમાં જરૂર છે. એટલે જે જે લાઇ-નમાં એવા માણસો નીકળી આવે તે વધાવી લેવાયોગ્ય છે.

જૈન ધર્મ ઘણો ઉંચો ધર્મ છે, કારણકે જૈન ધર્મનો કર્મવાદ એ પુરૂષાર્થનો ધર્મ છે, પણ અફસોસ કે લુખાપુખા વૈરાગ્યથી જૈન ધર્મનો મહાન કર્મયોગ અત્યારે બહુ જ ઢીલો પડી ગએલો છે, એ-ટલું જ નહીં પણ કર્મના સિધ્ધાંતોનો કેટલાક જૈન ભાઇઓ તથા જૈન સાધુઓ બહુ જ સાંકડો અર્થ કરે છે, અને કેટલીક વખત તો ઉંધો અર્થ પણ કરે છે; તેથી કર્મનાં સિધ્ધાંતો માનવાથી કર્મ કરવાનું બળ મેળવવું જોઇએ તેને બદલે કર્મ કરવામાં તેઓ ઉલટા ઢીલા પડી જાય છે જેમકે, જૈન બંધુઓમાં વધુ ભાગે એવી જ માન્યતા ઠસી ગએલી છે કે, હમણાં આપણે જે કાંઇ સુખ કે દુઃખ ભોગ-વીએ છીએ તે બધું આપણે આગલા ભવમાં કરેલાં કર્મોનું ફળ છે, અને આ ભવમાં જે કાંઇ કર્મ કરીએ છીએ તેનું ફળ હવે મરી ગયા પછી જે બીજો જન્મ થશે તે વખતે ભોગવવા મળશે. આવી સમજણને લીધે તેઓ કર્મ કરવામાં ઢીલા પડી જાય છે, કારણકે બધું આગલા ભવ ઉપર અને પાછલા ભવ ઉપર જ હોય ત્યારે પછી ચાલતા ભવ ઉપર ઘણા લોકો ઓછું ધ્યાન આપે તેમાં કાંઇ નવાઇ

નથી. જોકે આગલા ભવનાં કર્મોની અસરો ભોગવવી પડે છે એમાં કાંઈ શક નથી તેમ જ હમણાં જે કર્મો કરીએ છીએ તેની કેટલીક અસરો ભવિષ્યમાં પણ ભોગવવી જ પડશે, એમાં પણ કાંઇ શક નથી, પણ એ બંને બાબતોની સાથે વર્તમાન કાળનાં કર્મો ઉપર પણ બહુ જ ધ્યાન આપવું જોઇએ, અને આ ભવનાં કર્મોનું ફળ હમણાં જ મળે છે, આ ઘડીએ જ મળે છે, અને આ પળે જ મળે છે તેમ પણ હવે લોકોને શીખવવું જોઈએ. એ સિવાય કેટલાક જૈન ભાઈઓ બહુ આગ્રહપૂર્વક એમ માને છે કે, આપણાં કર્મો આપણને એકલાને જ ભોગવવાં પડે છે, આપણાં કર્મો બીજા કોઈને ભોગવવાં પડતાં નથી અને બીજાં કોઈનાં કર્મો આપણને ભોગવવાં પડતાં નથી, એ વિચાર પણ બહુ ભુલભરેલો છે, અને તેમાં પણ સુધારો થવાની જરૂર છે, કારણકે આપણે જોઈએ છીએ કે, યુરોપની લડાઇની અસર આપણને ખમવી પડે છે, અને યુરોપ અમેરીકામાં જે જે નવી નવી શોધો થાય તેનો લાભ આપણને મળી શકે છે, એ જ પ્રમાણે કોઈ જૈન શેઠીયાઓ મંદિર બંધાવે કે ધર્મશાળા બંધાવે તો તેનો લાભ ઘણાં માણસોને મળી શકે છે, અને કોઈ માણસ કાંઇ ભયંકર ગુન્હો કરે તો તેને લીધે નવા કાયદાઓ થાય છે, તેથી એ કાયદાઓ નીચે આખા દેશને દબાઇ રહેવું પડે છે; જ્યારે શિવાજી જેવો કોઇ મહાન્ પુરૂષ જાગે છે ત્યારે અનેક માણસોનાં નસીબ બદલાઇ જાય છે. આ બધી વાતો પ્રત્યક્ષ જોયા છતાં એમ કહેવું કે, આપણાં કર્મ આપણને એકલાને જ ભોગવવાં પડે છે, અને બીજાઓનાં કર્મ આપણને નડી શકતાં નથી, એ વિચાર ભુલભરેલો છે, અને તે સુધારવાની જરૂર છે; કારણકે હવે તો અમેરિકામાં રૂનો પાક ઓછો થાય તો આપણા દેશની મિલોવાળાને

ખમવું પડે છે, અને રૂશિયામાં દુકાળ પડે તો ગુજરાતમાં ઘઉં મોંઘા થઈ જાય છે. જર્મની લશ્કર વધારે એટલે જેપાનની પ્રજાને પણ નવા કરના બોજામાં ઉતરવું પડે છે, કારણકે તેને પણ પોતાનું લશ્કર વધારવું પડે છે. આપણા કુટુંબમાં કોઈ બહુ શ્રીમંત થાય ત્યારે તેનો કેટલોક લાભ આપણને પણ મળે છે, અને આપણા કુટું-બમાં કોઇ નાલાયક માણસ જાગે તો તેની થોડી ઘણી ખરાબીઓના છાંટા આપણને પણ ઉડે છે. આ બધા ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે, આખી દુનિયાનાં કર્મોની અસર આપણી ઉપર પહોંચી શકે છે, અને આપણાં કર્મોની અસર એ કર્મોના પ્રમાણમાં થોડા માણસો ઉપર કે ઘણા માણસો ઉપર થઈ શકે છે. માટે આ-પણાં કર્મો આપણને એકલાને જ ભોગવવાં પડે છે એવા સાંકડા વિચારોમાં ને એવા ખોટા વિચારોમાં હવે રહી જવાય નહીં, કારણકે હવે આપણો આખી દુનિયા સાથેનો સંબંધ વધ્યો છે, અને દિન પ્રતિદિન તે સંબંધ વધતો જ જશે. માટે કર્મના નિયમોના વિશાળ અર્થ થઇ શકે અને કર્મની ફિલસુફી પુરૂષાર્થ તરફ જૈન કોમને દોરી શકે તેવા ઉંચા વિચારોની હવે જૈન બંધુઓને જરૂર છે, એમ હું માનું છું, અને એવો ફેરફાર વિશ્વવ્યાપી પ્રેમ ધર્મથી બની શકશે એમ મને ખાત્રી છે. તેથી પ્રેમ ધર્મ વધારનારાં પુસ્તકોને હું આવ-કારદાયક ગણું છું અને તેમાં પણ પોતાના અતિશય જુના રીત રિવાજોને વળગી રહેનારા જૈન સાધુઓમાં જ્યારે પ્રેમના વિચારો ફેલાય ત્યારે તો તે ખાસ આવકારદાયક માનું તેમાં કાંઈ નવાઈ નથી.

જૈન ધર્મના કર્મવાદની જે મુખ્ય ખુબી છે તે એ છે કે, જૈન ધર્મ એ રોકડીયો ધર્મ છે. તેને બદલે હાલના વખતમાં તેને ઉધાર

ધર્મ બનાવી દીધેલો છે ! અને તે પણ એટલી હદ સુધી કે, આ જન્મમાં કરેલા કર્મનાં ફળ આવતા જન્મમાં મળશે એવું ને એટલું બધું ઉધારપણું હાલના વખતમાં કેમ ચાલી શકે ? એ જૈન બંધુઓએ અને વિદ્વાન્ જૈન સાધુઓએ વિચાર કરવા જેવી વાત છે. જ્યાં કાલસુધી ઉધાર રાખવાની વાત પણ નભતી નથી, અને કલાકના વાયદા પણ કામ આવતા નથી, તેવા વખતમાં આવતા ભવના વાયદા ઉપર લોકો રહી શકે એ કાંઈ બનવાજોગ નથી, એવી શ્રદ્ધા આ યુગમાં હોય જ નહિ. માટે હવે તો આપણને રોકડીયો ધર્મ જોઇએ છે, અને જે વખતે કર્મ થતાં જાય છે એ જ વખતે તે ફળ આપતાં જાય છે, એટલું જ નહિ પણ જે વખતે સારાં કે માઠાં કર્મ કરવાના વિચારો કરીએ તે જ વખતે વિચારોની સાથે જ તેનું કાંઇક સારૂં કે માઠું ફળ મળતું જાય છે, એ જાતના વિચારો લોકોના મગજમાં ઠસાવવા જોઈએ; અને આપણાં કર્મો આપણને જ ફાયદો કે નુકસાન કરીને જ અટકતાં નથી, પણ અનેક માણસોને અને અનેક જીવોને તે લાભ હાનિ કરી શકે છે, એ વિચાર બહુ દૃઢતાથી જૈન ભાઇ બ્હેનોના મનમાં દાખલ કરવા જોઈએ. એમ કરવા માટે કર્મના સિધ્ધાન્તોને નવું બળ આપે, અને કર્મનો મહિમા સમજાવે, તથા કર્મનો પુરૂષાર્થ બતાવે એવા પ્રેમધર્મની હવે જૈન ધર્મને અને જૈન લોકોને જરૂર છે, તેથી વિશ્વપ્રેમના વિચારો તેઓની અંદર ફેલાવવાની જરૂર છે, અને તે કામની શરૂઆત મુની શ્રી છોટાલાલજી મહારાજે કરેલી છે, એ આનંદની વાત છે.

જૈન ધર્મનાં પુસ્તકે પુસ્તકમાં જેમ દયા ભરેલી છે તેમ જ જૈન લોકોના હૃદયના પડેપડમાં પણ દયા વસી રહી છે, એટલે જૈન બંધુઓના હૃદયમાં પ્રેમધર્મને દાખલ થતાં વાર લાગે તેમ નથી,

કારણકે દયા અને પ્રેમની વચ્ચે બહુ જ નજીકનો સંબંધ છે, એટલું જ નહિ પણ દયા અને પ્રેમ એ બંને જાણે ભાઈ બ્હેન હોય તેવો તેમનો સંબંધ છે. તેમાં પ્રેમ એ મોટો ભાઇ છે, અને દયા એ તેની ન્હાની બ્હેન છે; એટલે દયારૂપી ન્હાની બ્હેન પ્રેમરૂપી પોતાના મ્હોટા ભાઈને માન આપે અને તેનો પોતાના ઘરમાં સત્કાર કરે તેમાં કાંઈ નવાઇ નથી. મતલબ કે જે ધર્મના પડેપડમાં દયા ગુંથાઈ ગએલી છે તે ધર્મમાં વિશ્વવ્યાપી પ્રેમને દાખલ થતાં કાંઈ બહુ મહેનત પડે તેમ નથી. એથી પરિણામ એ આવશે કે, ત્યાગવાળી ગરીબડી દયાથી જે કામો નથી થઈ શકતાં તે કામો ઉછળતા ને ઉભરાઈ જતા પ્રેમથી થઈ શકે છે, કારણકે દયા કરતાં પ્રેમધર્મ વધારે ઉંચો છે. માટે આ નવા યુગમાં જૈન બંધુઓને પ્રેમધર્મની જરૂર છે, કારણકે તેઓને પણ જગતની સાથે આગળ વધવાનું છે, અને જે ધર્મ દેશમાં મુખ્યતાથી ચાલતો હોય તે ધર્મને કેટલેક દરજ્જે અધીન થવું પડે છે. આવો કુદરતનો નિયમ હોવાથી અને અત્યારે જગતમાં તથા હીન્દમાં પ્રેમધર્મની અને કર્તવ્ય ધર્મની જરૂર હોવાથી ત્યાગને બદલે પ્રેમધર્મ દાખલ થઈ જાય તેમાં કાંઇ નવાઈ નથી. દરેક યુગમાં સમય પ્રમાણે ધર્મના સ્વરૂપમાં થોડો ઘણો ફેરફાર થયા કરે છે અને જુદા જુદા કાળમાં ધર્મનાં જુદાં જુદા અંગોને પ્રાધાન્ય આપવામાં આવે છે, તે નિયમ પ્રમાણે હાલના જમાનામાં દુનિયામાં પ્રવૃત્તિનું પ્રાધાન્ય છે. એટલે પ્રેમ અને કર્તવ્યનું રાજ્ય થાય તેમાં કાંઈ નવાઇ નથી. જ્યારે આખા જગતનો પ્રવાહ એ તરફ જતો હોય ત્યારે જૈન બંધુઓને પણ એ પ્રવાહ તરફ વળવું પડે તેમાં કાંઈ નવાઇ નથી, પણ એ સ્વાભાવિક છે. આમ હોવાથી જૈન બંધુઓમાં પ્રેમધર્મની ગઝલો ફેલાય એ ખુશી થવા

જોમ છે, અને જે મુનિઓ કે ગૃહસ્થો એ કામ ઉપાડી બેે, તેઓ ધન્યવાદને પાત્ર છે.

જૈન બંધુઓમાં હાલના વખતમાં જે વધારે પડતો ત્યાગ પળાય છે તે ત્યાગ સમયથી પ્રતિકૂળ, હાલના જમાનાની પ્રવૃત્તિથી પ્રતિકૂળ છે, અને હાલના વખતમાં મનુષ્યોની જે નાજુક પ્રકૃતિ થઇ ગઈ છે તેથી પ્રતિકૂળ છે, માટે વધારે પડતા ત્યાગને બદલે ખાસ ઉત્સાહવાળો ને નવજીવનવાળો પ્રેમધર્મ તેઓમાં દાખલ થાય તો હું એ ધર્મનું, એ લોકોનું, ને હીન્દનું બહુ જ ભલું થયેલું માનું, કારણ કે મ્હને ત્યાગમાં જેટલી શ્રદ્ધા છે તે કરતાં પ્રેમમાં ઘણી વધારે શ્રદ્ધા છે. બંધુઓ ! આમ કહીને હું કાંઈ ત્યાગના શુદ્ધ સ્વરૂપને હલકું પાડવા ઇચ્છતો નથી, પણ મારી કહેવાની મતલબ એટલી જ છે કે, ત્યાગનું ખરૂં સ્વરૂપ સમજ્યા વિના, ત્યાગ કરવાની લાયકાત આવ્યા વિના, ત્યાગ કરવા માટે જે મનોબળ જોઇએ તે મનોબળ મેળવ્યા વિના, ત્યાગ કરવા માટે જે શરીરબળ જોઇએ તે શરીરબળ મેળવ્યા વિના, અને ત્યાગ કરવાથી જે મહા આનંદ આવવો જોઇએ તે આનંદ આવ્યા વિના બળાત્કારથી જે ત્યાગ થાય છે, દેખાદેખીથી જે ત્યાગ થાય છે, લોકલાજથી જે ત્યાગ થાય છે, સાધુઓના દબાણથી જે ત્યાગ થાય છે, અને શરીરની તથા મનની શક્તિઓ ગુમાવીને જે ત્યાગ થાય છે, તે ત્યાગની કાંઇ બહુ મ્હોટી કિમ્મત નથી, અને અફસોસની વાત એ છે કે, હાલના વખતમાં વધુ ભાગે આવી જ જાતનો ત્યાગ થાય છે. માટે એવી જાતના પરાણે પરાણે થતા ત્યાગ કરતાં જે ઉત્સાહથી પળાય, હૃદયના ઉમળકાથી પળાય, અને અંતરના ઉંડાણમાંથી પળાય, તે પ્રેમધર્મ વધારે શ્રેષ્ઠ છે, એમ હું માનું છું. માટે એવા ઉપલકીયા ત્યાગને બદલે જૈન બંધુઓમાં વિશ્વવ્યાપી

પ્રેમ દાખલ થાય તો સારૂં, એમ હું ઇચ્છું છું. માટે મુનિ શ્રી છોટાલાલજી મહારાજે સંગ્રહ કરેલી પ્રેમધર્મની ગઝલો જોઈને હું રાજી થાઉં છું.

બંધુઓ ! હાલના વખતમાં જ્યારે દુનિયાના ઘણાએ સુધરેલા દેશોમાં દરેક માણસને ફરજીયાત રીતે લશ્કરી નોકરીમાં દાખલ થવું પડે છે, જ્યારે સમુદ્રની અંદર સબમરિનો દોડી રહે છે અને મ્હોટી મ્હોટી સ્ટીમરોને થોડીક મિનિટમાં એકાદ ટોરપીડોથી ડુબાવી દે છે, ઉપર આસમાનમાંથી વિમાનો દ્વારા જ્યારે નાશકારક ભયંકર બોમ્બનો વરસાદ વરસી રહ્યો છે, નામદાર ઇંગ્રેજ સરકાર દેશના બચાવ માટે લશ્કરમાં દાખલ થવા હિન્દીઓને જ્યારે આમંત્રણ કરે છે, અને હોમરૂલ મેળવવા માટે આખો દેશ જ્યારે ઉભે પગે તૈયાર થતો જાય છે, તેવા વખતમાં હિન્દની એક બહુ શ્રીમંત ને મ્હોટી કોમ માત્ર સૂરણ બટેટાં જેવી નિર્દોષ ને પૌષ્ટિક વસ્તુના ત્યાગમાં જ રહી જાય, ભાજી રીંગણાંના ત્યાગમાં જ રહી જાય, અને મુડદાં જેવી રોગિષ્ટ બાઇઓ કે જેને પુષ્ટિકારક ખોરાકની ખાસ જરૂર હોય, તેઓ પણ ઉપવાસ કરવામાં જ રહી જાય, એ શું દિલગીરીની વાત નથી ? જે વખતે દરેક ઠેકાણે પાણીના નળો આવતા જાય છે તે વખતે પણ લોકો ન્હાવા ધોવામાં પાપ સમજ્યા કરે, પાણીથી ડર્યા કરે, અને મેલા તથા ગંદા રહે, તથા જે સમયમાં વિજળીક લાઇટ પોતાની ભભુકાદાર રોશની ફેંકી રહે છે તેવા વખતમાં પણ જૈન બંધુઓના ઘરોમાં અને અપાસરાઓમાં જીવડા મરવાની બીકે અંધારૂં રહી જાય, એ શું વિચારવા જેવી વાત નથી ? અને શું એમાં સુધારાની જગ્યા નથી ? અને આવી જ ન્હાની ન્હાની વાતો ઉપર અતિશય ભાર મૂક્યાં કરે તથા એવા ન્હાના ન્હાના ત્યાગને જ મુખ્ય ધર્મ માન્યા કરે એ શું વાજબી છે ? શું જૈન ધર્મની મહત્તા અને

જૈન ધર્મની ખુબી તથા જૈન ધર્મનું તત્ત્વ એવી બાબતોમાં જ આવી જાય છે? આ બધી બાબતો હવેના નવા યુગમાં તપાસવી પડશે એટલું જ નહિ પણ એવા ત્યાગમાંથી લોકોને પ્રેમધર્મમાં લાવવા જોઈશે, અને પોતાની ફરજો બજાવવા સારૂ ધનનો ત્યાગ કરી શકે, પોતાની ફરજો બજાવવા સારૂ મનનો ત્યાગ કરી શકે, અને પોતાના દેશના ભલા સારૂ પ્રાણનો ત્યાગ કરી શકે તેવું શીખવનારો પ્રેમધર્મ અને સેવાધર્મ હવે આપણા દેશને જોઈએ છે; માટે જે સાધુ કે જે ગૃહસ્થ જૈન બંધુઓમાં પ્રેમધર્મ ફેલાવે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે, ને તેને જેટલું માન આપીએ તેટલું થોડું છે.

બધુઓ! ઉપર જે કાંઈ કહેવામાં આવેલું છે તે કાંઈ કોઈની પણ લાગણી દુઃખાવવા માટે નહિ, પણ ઘણા જ સદ્ભાવથી કહેલું છે, પ્રેમધર્મનો મહિમા સમજાવવા માટે કહેલું છે, સમય પ્રમાણે વર્તવાની જરૂર છે એ સિદ્ધાંત ધ્યાનમાં રાખીને કહેલું છે, સમય પ્રમાણે ધર્મનો અર્થ વિશાળ કરવાની જરૂર છે, અને સમય પ્રમાણે ધર્મનાં કેટલાંક અંગોને ગૌણ તથા કેટલાંક અંગોને મુખ્ય બનાવવાની જરૂર છે, એ નિયમ ધ્યાનમાં રાખીને કહેલું છે, લોકોની તન્દુરસ્તી સામે જોઇને કહેલું છે, ભવિષ્યની પ્રજાના સુખ તરફ જોઈને કહેલું છે, દેશની સ્થિતિ સામે જોઈને કહેલું છે, અને જૈન ધર્મ વધારે ઉંચો તથા વધારે ઉંડાં તત્ત્વોવાળો છે, કાંઇ ફક્ત શાક ભાજીના ઉપલકીયા ત્યાગમાં જ રાખી મૂકનારો નથી, એમ જગતને બતાવવા માટે જે મને સત્ય લાગ્યું તે શુદ્ધ અંતઃકરણથી કહેલું છે, અને તેમ છતાં જો તેમાં કોઈ પણ જૈન બંધુઓને કે સાધુઓને ટીકા જેવું લાગે તો હું તેઓની માફ માંગું છું.

## માશુકરૂપે ઇશ્વરને ભજવા વિષે.

મુનિ શ્રી છોટાલાલજી મહારાજ આ પુસ્તકની પ્રસ્તાવનામાં એમ કહે છે કે, માશુક રૂપે ઇશ્વરનું વર્ણન કરવું એ ઠીક નથી, એ ભાવનું તેઓ લખે છે, પણ તેમના એ મત સાથે હું મળતો થઇ શકતો નથી, કારણ કે મને એમ લાગે છે કે,

૧ માશુકરૂપે ઈશ્વરને ભજવાનો માર્ગ બહુ જુનો છે, એ કાંઈ નવો માર્ગ નથી. તેમ જ એ માર્ગ કાંઈ એકલા આપણા ગુજરાતમાં જ ચાલે છે તેમ નથી, પણ દુનિયાના ઘણા ભાગોમાં અને ઘણી ભાષાઓમાં માશુક રૂપે ઇશ્વરને ભજ્યા કરે છે.

૨ માશુકરૂપે ઇશ્વરને ભજવાનો માર્ગ એ રસિક માર્ગ છે, એટલે રસજ્ઞ માણસો એ માર્ગ તરફ સ્વાભાવિક રીતે જ દોરવાઈ જાય છે કારણકે એક તો તેમાં માશુકના ભાવની મધુરતા હોય છે, અને બીજું તેમાં ગઝલોની મીઠાશ હોય છે. એટલે રસિક માણસોને પ્રેમની ગઝલો ગમી જાય ને માશુકરૂપે ઇશ્વરને ભજવા તરફ વળી જાય તેમાં કાંઈ નવાઇ નથી.

૩ માશુકરૂપે ઈશ્વરને ભજવાની ગઝલોની બાબતમાં આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, પતિરૂપે જેટલાં વર્ણનો થઈ શકે અને જેવા ઉભરા કાઢી શકાય તે કરતાં માશુકરૂપે ભજવાથી વધારે ઉભરા કાઢી શકાય છે, અને વધારે અસરકારક વર્ણનો લખી શકાય છે, કારણકે ઇશ્વરને પતિ તરીકે માનવાના સંબંધમાં અને તેને માશુક તરીકે માનવાના સંબંધમાં ઘણો ફેર પડી જાય છે, કારણકે પતિરૂપે ભજતાં જુદી જાતની ભાવનાઓ રાખવી પડે છે, અને માશુક રૂપે ભજતાં જુદી જાતની ભાવનાઓ રાખવી પડે છે, એટલે હૃદયના ઉભરા કાઢવામાં અને પોતાનો પ્રેમ જગાડી પોતાના આત્માને જાગ્રત

કરવાની બાબતમાં એ બન્ને ભાવનાઓમાં કેટલોક તફાવત પડી જાય છે, અને તેમાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં ચોકખી રીતે એમ સમજાય છે કે, ઇશ્વરને માશુકરૂપે ભજવાથી હૃદયમાં જેવી તાલાવેલી થાય છે, અને જેવી વિરહની જવાળા જાગે છે તેવું પતિરૂપે ભજવાથી થતું નથી. માટે માશુકરૂપે ભજવાની રીત કાંઈ ખોટી નથી.

૪ માશુકરૂપે ભજવાથી પ્રેમનાં જેટલાં વર્ણનો થઇ શકે છે તેટલાં વર્ણનો પતિરૂપે ભજવાથી થઇ શકતાં નથી; એટલું જ નહીં પણ માશુકરૂપે ભજવાથી અંતરમાંથી પ્રેમધર્મના જેવા ઉભરા કાઢી શકાય છે તેવા ઉભરા પતિરૂપે ભજીને કાઢી શકાતા નથી, તેથી જ પ્રેમના સાહિત્યમાં, અને ગઝલોના સાહિત્યમાં માશુક રૂપે બનાવેલી ગઝલો ઠેકાણે ઠેકાણે મળી આવે છે, અને પતિરૂપે ભજવાની ગઝલો કોઇ કોઈ જ મળે છે, અને તે પણ માશુકરૂપે થતાં વર્ણનના પ્રમાણમાં નીરસ અને ફિક્કી હોય છે. વસ્તુસ્થિતિ આવી છે માટે માશુકરૂપે ઇશ્વરને ભજાય તેમાં કાંઇ ખોટું નથી.

૫ મનુષ્યની પ્રકૃતિનો એક આ મહા નિયમ પણ ધ્યાનમાં રાખવા જેવો છે કે, પુરૂષોને પુરૂષ જ રહેતાં આવડે છે, પુરૂષોને સ્ત્રી બની જતાં આવડતું નથી. પુરૂષોને વ્રજની ગોપી બની જતાં આવડતું નથી, એટલે પતિભાવ લાવવામાં કાંઇક કચાશ રહી જાય છે. પણ પુરૂષોના હૃદયમાં માશુકના ભાવ બહુ સહેલાઇથી અને સ્વાભાવિક રીતે જ આવી જાય છે, એટલે માશુકભાવને અટકાવી શકાય તેમ નથી. એ ભાવ તો જગતમાં અને પ્રેમના સાહિત્યમાં વધ્યા કરશે.

મતલબ કે "ઇશ્વરનું માશુક રૂપે વર્ણન કરવું એ વાત ઠીક નથી" એવા મત સાથે હું મળતો થઈ શકતો નથી; જોકે માશુક ભાવને હું વખાણું છું છતાં પણ પતિભાવની કિમ્મત પણ કાંઈ ઓછી

સમજતો નથી, જો ગોપીભાવ રાખતાં આવડે તો પતિભાવનાં વર્ણનોથી પણ કામ થઇ જાય છે, પણ એવા લોકો દુર્લભ છે.

બીજી વાત એ છે કે, મુનિ શ્રી છોટાલાલજી મહારાજ એમ માને છે કે, ઇશ્વરને માશુકરૂપે ભજવાથી ખરાબી થાય છે, તેમના એ મત સાથે હું જરાક મળતો થાઉં છું, પણ તેમ છતાં તેમાં મ્હારો એટલો વાંધો છે કે, માશુકરૂપે ઇશ્વરને ભજવાથી કોઇને નુકસાન થતું હોય તો એમાં કાંઇ પ્રેમની ગઝલોનો વાંક નથી, કે એમાં માશુકપણાનો વાંક નથી, પણ એથી જેઓની ખરાબી થતી હોય તેઓનો પોતાનો જ વાંક છે. પોતે લાયકાત મેળવ્યા વિના, પોતે અધિકાર મેળવ્યા વિના, એવા ઉંચા આસને બેસવા જાય તેઓ કદાચ પડી જાય તેમાં કાંઈ નવાઇ નથી. જેને તરતાં ન આવડતું હોય તે માણુસ તરવું શીખ્યા પહેલાં બહુ ઉંડા પાણીમાં ડુબકી મારવા જાય તેને કાંઈક ખમવું પડે, તેમાં કાંઈ નવાઇ નથી અને એમાં કાંઈ પાણીનો કે તરવાનો દોષ નથી, પણ પોતાને તરતાં ન આવડે એ પોતાનો જ દોષ છે; તેમજ પ્રભુને માશુકરૂપે ભજવાથી કાંઇ કોઈની ખરાબી થતી નથી, પણ પોતાની વાસનાઓને કાબૂમાં ન રાખવાથી તેઓની ખરાબી થાય છે તથા અદૃશ્ય માશુકને બદલે સ્થૂલ માશુક રાખવાથી ખરાબી થાય છે, ચૈતન્ય માશુકને બદલે જડ માશુક રાખવાથી ખરાબી થાય છે; કુદરત રૂપી માશુક રાખવાને બદલે સ્ત્રીરૂપી માશુક રાખવાથી ખરાબી થાય છે, અને માશુકના ભાવનું ઉંડું તત્ત્વ સમજ્યા વિના, તથા અંતર્માંથી સાચો ત્યાગ આવ્યા વિના, વિકારોથી ભરેલી સ્ત્રીઓ મારફત પ્રભુ જેવા મહાન્ તત્ત્વને પકડવા જાય તેથી ખરાબી થાય છે, એમાં કાંઈ માશુક ભાવનો દોષ નથી. જેમકે, રેલવેથી અકસ્માતો થાય છે, પણ તેમાં માણસોની ભૂલ હોય છે,

કાંઈ રેલ્વેનો પોતાનો વાંક હોતો નથી. તેમ જ અજ્ઞાન માણસોને કે મોહવાદી માણસોને ઉપલક પ્રેમમાં રહી જવાથી નુકસાન થાય તેમાં કાંઇ નવાઈ નથી પણ એમાં તેઓનો પોતાનો વાંક છે, કાંઇ પ્રેમધર્મનો કે માશુક ભાવનો વાંક નથી, એમ હું માનું છું.

બેશક, એટલું ખરૂં કે, આશક માશુક ભાવની ઘણી વાતો જગતના માસિક પ્રેમમાં પણ લાગુ પડી જાય છે, અને ઘણા જુવાનીઆઓ હાફિઝની કે કલાપીની નકલ કરવા જતાં મોહને લીધે ખરાબીના ખાડામાં પડી જાય છે, પણ તેથી કાંઈ માશુકરૂપે ઇશ્વરને ભજવાનું સાહિત્ય નાબુદ થાય નહીં, તે તો જગતમાં અને ગુજરાતમાં દિન પ્રતિ દિન વધવાનું જ છે. એ બાબતમાં તો હવે આભ ફાટવા જેવી સ્થિતિ થઇ ગઇ છે, એટલે તેમાં હવે થીગડું દઇ શકાય તેમ નથી, અને તેનો પ્રત્યક્ષ નમુનો મુનિ શ્રી છોટાલાલજી મહારાજ પોતે જ છે, કારણકે માશુક ભાવવાળી પ્રેમની ગઝલોથી ખરાબી થાય છે એમ માનવા છતાં તેઓ પોતાના પુસ્તકમાં સૌથી વધારે માશુક ભાવની જ ગઝલો ભેળી કરે છે કારણકે પતિભાવવાળી બીજી સારી ગઝલો તેમને ગુજરાતી કે હિન્દી સાહિત્યમાંથી મળી શકતી નથી ને તેમ છતાં પ્રેમધર્મ વધારનારૂં સાહિત્ય તો તેમને જોઇએ છે. તેથી જે વસ્તુને પોતે ખરી સમજે છે તે પણ લેવી પડે છે. જ્યારે તેમની પોતાની આવી દશા છે, ત્યારે પ્રેમ પ્રેમ ને પ્રેમનો લખનાર, અને માશુકરૂપે ઇશ્વરને ભજનાર, મ્હારા જેવો પ્રેમી ભકતોનો સેવક, માશુકરૂપે લખાએલી ગઝલોની તરફેણમાં બે શબ્દો બોલે તેમાં કાંઇ નવાઈ નથી.

મુનિ શ્રી છોટાલાલજી મહારાજે પ્રેમની ગઝલોનો સંગ્રહ કરેલો છે તે બધી ગઝલો અગર તેમાંની ઘણી ગઝલો જુદાં જુદાં માસિકોમાં,

લેખોમાં, તથા પુસ્તકોમાં આવી ગએલી છે, પણ એ બધું સાહિત્ય જૈન બંધુઓમાં બહુ વંચાતું નથી, અને આ પુસ્તક એક જૈન સાધુ તરફથી બહાર પડેલું હોવાથી જો તેમાં કાંઈ વિઘ્ન નહીં આવે તો તે જૈનોમાં વધારે વંચાશે, માટે આ પુસ્તક ગુજરાતમાં આવકારદાયક છે.

છેવટ એ જ કે, જગતમાં તથા આપણા દેશમાં પ્રેમધર્મ વધે, અને પ્રેમધર્મમાંથી ઉત્પન્ન થતો સાચો કર્મયોગ વધે, તથા દરેક માણસોમાં પોતપોતાનાં કર્તવ્ય બજાવવાનો જોસ આવે, અને મુનિ શ્રી છોટાલાલજી મહારાજની જૈન બંધુઓમાં નવી જાગૃતિ લાવવાની મહેનત સફળ થાય એમ હું ઇચ્છું છું.

ચોરવાડ, તા. ૧૨–૭–૧૭ } વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

**નોટ**—રા. પઢીયારનો આ લેખ, તેમાં મારા વિચારોની પ્રત્યે કેટલીક વિરૂદ્ધતા હોવા છતાં, તટસ્થ ભાવથી આ પુસ્તકમાં છાપ્યો છે: એવા હેતુથી કે જૈનોમાં બાહ્ય દુનિયા જે એકમાર્ગીપણું માને છે તેનું વાણી કે કાર્યદ્વારા નિરસન કરવાનો જૈનોને અવકાશ મળે. તેમાંના સર્વ વિચારો પ્રત્યે મારૂં મળતાપણું નથી એ તો સ્પષ્ટ જ છે; તોપણ એટલું કહેવું જોઇએ કે જૈન ભાઇઓને કડવા લાગે તેવા તેમના કથનમાં પણ કેટલેક અંશે વિચાર કરવા યોગ્ય તત્ત્વ ભરેલું છે. પ્રભુમાં પતિભાવ અને પત્નીભાવની મહત્તા વિષેની ચર્ચા તો ચિરકાળ ચાલુ જ રહેશે. ઘણા ઉચ્ચ જ્ઞાનવાળા મહાત્માઓએ એ પ્રણાલીઓ ચાલુ કરેલી છે. આ પુસ્તકમાં પરસ્પર વિરૂદ્ધ વિચારો દાખલ કરવાનો હેતુ પણ વાચકોને બન્ને પક્ષોનું કથન સાંભળીને વિચાર કરવાનો સુયોગ પ્રાપ્ત થાય એવો રાખ્યો છે. કોઇ જાતનો નિર્ણય કરવાની દૃષ્ટિ તેમાં સમાએલી નથી.

**મુનિ છોટાલાલજી.**



# 'પ્રેમ' ની પુષ્ટિમાં વિધવિધ કથનો.

પ્રેમને કારણો સાથે, સંબન્ધ કાંઈએ નથી,
કારણુ પ્રીતિનું પ્રીતિ, પ્રેમીની લક્ષ્મી તે બધી.

* * * *

ગમે તે અલ્પની સામે, ગમે તે દુષ્ટની ભણી,
કૃતઘ્ની ને મહાપાપી, તિરસ્કારની દૃષ્ટિ છે.

* * * *

લગની કો લગાડે છે ઉરની રસ એકતા,
પશુ આ માનવી આ એ કાંઇ ભેદ ન પ્રેમને.

* * * *

વહન્તો પ્રેમ પૂરે તે ધિક્કારે અટકે નહિ,
પ્રેમના શત્રુનો પ્રેમી ના ના આશ્રય લે કદી. **કલાપી.**

**व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु ।**
**नैखलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥**
**विकसति हि पतंगस्योदये पुण्डरीकं ।**
**द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः ॥१॥ भवभूतिः ॥**

"ફારસી અને ઉર્દુ સાહિત્યમાં પ્રભુને માશુક રૂપે સંબોધવાની પ્રણાલી ચાલી છે, તે **મને ઇષ્ટ લાગતી નથી.** સર્વોપરિ પ્રીતિના સ્થાન તરીકે એ પ્રમાણે કલ્પવાની શરૂઆત થઇ હોય, એ સંભવિત છે; અને તોપણ મને તેમાં પૂજ્યભાવની ન્યૂનતા લાગે છે, એ કરતાં પ્રભુને પતિ તરીકે સંબોધવાની પદ્ધતિ બેશક વધારે યોગ્ય છે. વૈષ્ણવ સંપ્રદાયમાં એ પ્રકારનાં કથનો ઘણાં મળી આવે છે; અને ક્રિશ્ચિયન ધર્મપુસ્તકોમાં પણ પ્રભુને પતિ તથા સંઘને પત્ની અથવા વધૂ ઘણે સ્થાને કહેવામાં આવેલ છે. સંબંધ વિચારતાં પણ એ સરખામણી વધારે યોગ્ય છે." **મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત).**

ભગવાનરૂપ પતિની સેવાના પ્રકાર ઘણા છે: દ્રવ્યપૂજા, ભાવ-પૂજા, આજ્ઞાપૂજા. દ્રવ્યપૂજાના પણ ઘણા ભેદ છે, પણ તેમાં સર્વોત્કૃષ્ટ પૂજા તો ચિત્તપ્રસન્નતા એટલે તે ભગવાન્‌માં ચૈતન્ય વૃત્તિ પરમહર્ષથી એકત્વને પ્રાપ્ત કરવી તે જ છે; તેમાં જ સર્વ સાધન સમાય છે. તે જ અખંડિત પૂજા છે, કેમકે જો ચિત્ત ભગવાન્‌માં લીન હોય તો બીજા યોગ પણ ચિત્તાધીન હોવાથી ભગવાનને આધીન જ છે, અને ચિત્તની લીનતા ભગવાનમાંથી ન ખસે તો જ જગત્‌ના ભાવોમાંથી ઉદાસીનતા વર્તે અને તેમાં ગ્રહણ ત્યાગરૂપ વિકલ્પ પ્રવર્તે નહિ, જેથી તે સેવા અખંડિત જ રહે. જ્યાંસુધી ચિત્તમાં બીજો ભાવ હોય ત્યાંસુધી તમારા સિવાય બીજામાં મારે કાંઈ પણ ભાવ નથી એમ દેખાડીએ તો તે વૃથા જ છે અને કપટ છે; અને જ્યાંસુધી કપટ છે ત્યાંસુધી ભગવાન્‌ના ચર-ણમાં આત્માનું અર્પણ ક્યાંથી થાય? જેથી સર્વ જગત્‌ના ભાવ પ્રત્યે વિરામ પમાડી વૃત્તિને શુદ્ધ ચૈતન્ય ભાવવાળી કરવાથી જ તે વૃત્તિમાં અન્ય ભાવ રહ્યો ન હોવાથી શુદ્ધ કહેવાય, અને તે નિષ્કપટ કહેવાય. એવી ચૈતન્યવૃત્તિ ભગવાનમાં લીન કરવામાં આવે તે જ આત્મ અર્પ-ણતા કહેવાય. ધન ધાન્યાદિક સર્વ ભગવાન્‌ને અર્પણ કર્યા હોય પણ જો આત્મા અર્પણ ન કર્યો હોય એટલે તે આત્માની વૃત્તિ ભગવાન્‌માં લીન કરી ન હોય, તો તે ધન ધાન્યાદિકનું અર્પણ કરવું સકપટ છે; કેમકે અર્પણ કરનાર આત્મા અથવા તેની વૃત્તિ તો બીજે સ્થળે લીન છે, તેના અર્પણ થએલા બીજા જડ પદાર્થ ભગવાન્‌માં અર્પણ ક્યાંથી થઇ શકે? માટે ભગવાન્‌માં ચિત્તવૃત્તિની લીનતા એ જ આત્મ અર્પ-ણતા છે; અને એ જ આનંદઘન પદની રેખા એટલે પરમ અવ્યાબાધ સુખમય મોક્ષપદની નિશાની છે અર્થાત્ જેને એવી દશાની પ્રાપ્તિ થાય તે પરમ આનંદઘન સ્વરૂપ મોક્ષને પ્રાપ્ત થશે. એવાં લક્ષણ તે લક્ષણ છે.

શ્રીમદ્ રાજચંદ્ર.

પ્રેમના વિભાગ હોતા નથી, તે આદર્શરૂપ એક જ હોય છે; તેથી અન્ય તો વિકાર જ છે.

પ્રેમ એ મુક્તિનો માર્ગ છે–મુક્તિનો યોગ છે.

એક એ નિજનો સગો નિજની સગાઇ એહથી,
ના અવરની આંખથી પ્રેમી સગાઈ પેખતો છે.
લય એક લગી રહેવે પ્યારેમેં લગનકી પ્રેમ,
ઘડી આન બીતે લખપેં બિના રતનકી પ્રેમ.

**મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી.**

પ્રેમ વિચારને નિર્મળ કરે છે, અને અંતઃકરણને ઉદાર બનાવે છે + + + પ્રેમ તો ઇશ્વિરપદને પહોચાડનારૂં પરમ સાધન છે.

**મિલ્ટન.**

પ્રેમનાં બાળકોનો તો, પ્રેમમાં અભિરામ છે.
પ્રેમાત્મા પ્રેમસેવામાં, પ્રેમ યાત્રાનું ધામ છે.
વિરોધો પ્રેમ સાથે તો, લોકોને નિત્યના જ છે,
પ્રેમીને લોક નિન્દે છે, એની કયાં હાય! ના જ છે?

પ્રેમ સુફળ છે તે જીવનો, હાં! જે બસ પ્રેમ સ્વરૂપ બન્યો,
સંશય, શોક વિલાઈ ગયો, હાં! ભક્તિ પ્રજ્ઞાન અભેદ લહ્યો.

**સાગર.**

પ્રેમ એ દ્વેષ કરવાં વધારે બલવત્તર છે અને તેથી દ્વેષનો જય પ્રેમવડે જ થવો જોઇએ.

**મણિલાલ નથુભાઈ દોશી.**

"અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના"થી સમસ્ત સાક્ષર વિવેકી અને વિચારશીલ વ્યક્તિઓને મુગ્ધ કરનાર આપણા માનીતા અને વિદ્વાન્ રા. 'કાન્ત'નાં પુસ્તકોના અવલોકનથી સ્વાનુભવ અને ચિંતનવડે વિવેચનપૂર્ણ પત્ર લખ્યોઃ—

"અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીને જ લક્ષમાં રાખી "જીવ્યો છું; ગોપી જ બનવા યત્ન કર્યો છે, અને તે જ્યારે જેટલું "બનાયું ત્યારે તેટલું સુખ મળ્યું એમ, અને તે જ્યારે જેટલું બનાયું "ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો એમ માનતો આવ્યો "છું. **'ગોપી'** એ ભાવનાનો હું જેવો ભક્ત હોઇ શકું તેવો અત્યાર "સુધી રહ્યો છું. 'ગોપી' એ ભાવનાના રસની વિશાળતાની, સ્વાર્પણની "જે પૂર્ણતા સમજાઈ છે તે હજુ તો મને સ્વીડનબોર્ગના પાદરીપણામાં "સમજાઇ નથી".

**વાક્સૌંદર્ય**—પુ. ૧. અંક ૫.

* * * *

બીજા પ્રત્યે જે પ્રમાણમાં આપણે પ્રેમ દર્શાવીશું તે પ્રમાણમાં બીજા પણ આપણા પ્રતિ પ્રેમ દર્શાવશેજ.

* * * *

પરમાત્મા પ્રેમના સમુદ્રરૂપ છે. જે પળે આપણે પરમાત્મા સાથે આપણા ઐક્યનું નિશ્ચયપૂર્વક ભાન કરીએ છીએ તેજ પળે આપણામાં એટલો બધો પ્રેમ અને આનંદ વ્યાપી રહે છે કે જેથી આપણે સર્વત્ર શુભ જ જોઈ શકીએ છીએ.

* * * *

૪૨ બ

જો આખું જગત્ તમને ચહાય એમ ઇચ્છતા હો તો તમે પણ આખા જગતને પ્રેમથી ચહાવા લાગો-શીખો.

*          *          *          *

મનુષ્યમાં જેટલા પ્રમાણમાં પ્રેમ છે, તેટલા પ્રમાણમાં તેણે ઇશ્વરને જોયો છે, તેટલા પ્રમાણમાં તે પ્રભુની સાથે વસે છે.

*          *          *          *

ઇશ્વર એ પ્રેમ છે, અને પ્રેમ એ ઇશ્વર છે.

**મણિલાલ નથુભાઇ દોશી.**

---

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૧ | ખોદ્દ | ખ્વૉદ્દ |
| ૨૮ | ૧૬મી લીટી પછી | | બધું તે દ્રવ્યમાંહીં છે, નકી તેની જ છાંહી છે. |
| ૩૨ | ૪ | વિાધબળે | વિધિબળે |
| ૩૭ | ૧ | પ્હણો | પ્હણે |
| ૩૮ | ૧૬ | હારે કેમ કેમ | હારે કહો કેમ |
| ,, | ૬ | વિધા કે કીર્તિ | વિધા, કીર્તિ |
| ૬૫ | ૧૮ | જીવન કૃત્યો | જીવનાં કૃત્યો |
| ૬૯ | ૨ | મરણમાં | ચરણમાં |
| ,, | ૧૩ | રમી | રચી |
| ૮૦ | ૧૭ | વડે | વદે |
| ,, | ૧૨ | એ પ્રિયતમા ! | ઓ પ્રિયતમા ! |
| ૧૧૦ | ૧ | દષ્ટિયાતો | દષ્ટિપાતો |
| ૧૧૨ | ૧૪ | કાર્યનો | કાવ્યનો |
| ૧૧૫ | ૨ | કૂટે | ફૂટે |
| ૧૪૨ | ૧૭ | ન સાલ્યા | ના સાલ્યા |
| ,, | ( છેલ્લે ) | ( સુદશન ) | ( સુદર્શન ) |
| ૧૪૩ | ૨ | રહી | રળી |
| ૧૪૭ | કાવ્યને છેડે | | મુનિ છોટાલાલજી. |
| ૧૫૪ | ૧ | ભરો આ ભવસાગરે ટકતાં ભકાં નખી ન્રી ;ા રણુમ | ભારે આ ભવ સાગરે ભટકતાં રાખી ન કાંઈ મણા; |
| ૧૫૮ | ૧૧ | ત્હારૂં; | મ્હારૂં; |
| ૧૭૨ | ૪ | ઝટ | જડ |

# વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની.

## પ્રભુ પ્રાર્થના અષ્ટક.

શિખરિણી.

પ્રભો ! અંતર્યામી ! જીવન જીવના ! દીનશરણ !
પિતા ! માતા ! બંધુ ! અનુપમ સખા ! હિતકરણ !
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ સર્વસ્વ જનના !
નમું છું, વંદું છું વિમળ સુખ સ્વામી જગતના ! ૧

સહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નિરખું,
મહા જ્યોતિ જેવું નયન શશિ ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવી, ઉંડું આકાશ ભરતો,
પ્રભો ! તે સૌથીએ પર પરમ તું દૂર ઉડતો. ૨

પ્રભો ! તું આદિ છે, [1]શુચિપુરુષ પુરાણ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તું જ છે;
અમારા ધર્મોનો અહરનિશ ગોપાળ તું જ છે,
અપાપી પાપીનું [2]શિવસદન કલ્યાણ તું જ છે. ૩

પિતા છે એકાકી જડ સકળ ને ચેતન તણો,
ગુરૂ છે, મ્હોટો છે, જન કુળ તણો પૂજ્ય તું ઘણો;

---

૧ શુચિપુરૂષ-પવિત્ર પુરૂષ. ૨ શિવસદન, સુખ-મુક્તિનું ઘર.

ત્રણે લોકે દેવા ! નથી તુજ સમો, અન્ય ન થશે,
વિભુરાયા ! તુંથી અધિક પછી તો કોણ જ હશે ? ૪
વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ ! નમસ્કાર જ હજો. ૫
અસત્યો માંહીથી, પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી પ્રભુ ! પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ ! લઇ જા,
તું હીણો હું છું તો તુજ દરશના દાન દઈ જા. ૬
પિતા ! પેલો આઘે જગત વિંટતો સાગર રહે,
અને વેગે પાણી સકલ નદના તે ગમ વહે;
વહો એવી નિત્યે અમ જીવનની સર્વ ઝરણી,
દયાના પુણ્યોના તુજ પ્રભુ ! મહા સાગર ભણી ૭
થતું જે કાયાથી ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઈન્દ્રિયોની મુજ મન વિષે ભાવ જ સ્મરૂં;
સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કાંઇક કરૂં,
ક્ષમા દૃષ્ટિ જોજે તુજ ચરણમાં નાથજી ! ધરૂં. ૮

[ કેટલાંક કાવ્યો—ભાગ ૨ જો.] ન્હાનાલાલ દલપતરામ કવિ
એમ. એ.

# અમો મસ્તાન.

કવ્વાલી ગઝલ.

જીગરનો યાર જૂદો તો, બધો સંસાર જૂદો છે;
બધા સંસારથી એ યાર, બેદરકાર જૂદો છે. ૧
અરે ! શું જાણશે લિઝત, પવિત્રીમાં પડી રહેતાં;
પ્રિયાની પ્યાલીની મસ્તી, તણો કંઈ ખ્હાર જૂદો છે. ૨
ગણું ના રાવ રાયાને, ગણું ના આખી દુનિયાને;
પરન્તુ જાન આ પર પ્યારીનો, અખ્ત્યાર જૂદો છે. ૩
હજારો બોધ મંદિરો, મહીં નિત્યે ભલે થાજો;
અમો મસ્તાનના ઉસ્તાદનો, દરબાર જૂદો છે. ૪
નથી તુજ બાપ માર્યો મેં, અરે મૂર્ખા કહાં નિંદે;
સમજ રે ! બેસમજ કે, પ્રેમીનો આચાર જૂદો છે. ૫
બધા [1]પરકાર તુફાને, થઈ ચંચળ ચુકે નિશાન;
અમારા ચિત્તનો ચારૂ, અચળ પરકાર જૂદો છે. ૬
લિધો જે પંથ તે હું કેમ, ત્યાગું છો ભર્યો દુઃખે;
પ્રિયાનો માહરી ગરદન, ઉપર આભાર જૂદો છે. ૭
ઘડીભર બેસ બતલાવું, શિખાવું પ્રેમનો જાદુ;
અમો જાદુગરોનો યાર, જો [2]બાઝાર જૂદો છે. ૮
શીખે જો પ્રેમ પૂરો તો જ, અચળ અભેદ પામે તું;
નથી ત્યાં પ્રેમ છે જ્યાં ભેદ, એ વ્યવહાર જૂદો છે. ૯

---

૧ પરકાર—હોકાયંત્ર. ૨ બાઝાર—બજાર.

થશે શ્રીમંત ઈંદ્રાદિ થકી, મુજ પંથ પર જાશે;
અરે! એ કીમિયાનો યાર, જો કંઈ ન્હાર જૂદો છે. ૧૦
કરૂં શું મોતિમાળા હું? અનુપમ મારી પ્યારી એ;
કર્યો નક્ષત્રનો મારે ગળે, શણગાર જૂદો છે. ૧૧
ભલેને માહરા પંથે, બધાએ દુઃખને દેખે;
મને તો સુખસાગર લહરિનો, કંઇ ન્હાર જૂદો છે. ૧૨
થયો જે પ્રેમમાં પૂરો, થયો તે મુક્ત સર્વેથી;
મહા મસ્તાન જ્ઞાનીના, મગજમાં તાર જૂદો છે. ૧૩
નજર મારી પ્રિયા વિના, ન દેખે કંઇ જગત્ આખે;
બિજાના બંધકારી પ્રેમનો, તો જાર જૂદો છે. ૧૪
ગુરૂ–આદેશ છે અમને, અવળ પંથે પળ્યા જઇએ;
દુનિઆથી પછી આ બાલ, બેદરકાર જૂદો છે. ૧૫
[કાવ્ય–માધુર્ય.] બાલાશંકર ઉલ્લાસરામ.

## વ્હાલાંઓને ઉપદેશ.

રાગ ઓધવજીના સંદેશાનો.

સાંભળજો વ્હાલાંઓ! વચનો દીનનાં,
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો!
મ્હોટો એ અધિકાર તમારો માનવી,
અધિકારી છો જેનાં માનવ માત્ર જો. સાંભળજો. ૧
એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંઓ સમજો ભાઈ બ્હેન જો!

નિકો ન્હાની મ્હોટી જે જીવો તણી,
વહેતું તેમાં એક અખંડિત વ્હેન જો ! સાંભળજો. ૨
હસનારાઓ સાથે હસવાનું ઘટે,
રડનારાની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઉંચાં ચડશો સ્ત્રી પુરુષો સહુ એમ જો. સાંભળજો. ૩
ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં,
સઘળાએ સંતોનો એ ઉપદેશ જો;
દિવ્ય દયાસાગર યાચંતા આપજો,
દીન જનોને અમને એનો લેશ જો ! સાંભળજો. ૪

[કાવ્ય-માધુર્ય.] મણિશંકર રત્નજી ભટ્ટ. (કાન્ત)

## અમર આશા.

ગઝલ.

કંઈ લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે !
ખફા ખંજર સનમનામાં, રહમ ઉંડી લપાઈ છે ! કંઇ.
જુદાઈ જીંદગીભરની, કરી રો રો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે. કંઈ.
ઘડી ના [1]વસ્લની આવી, સનમ[2] પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગુમાવી એ કમાઇ છે. કંઇ.

---

૧ વસ્લ-મેળાપ. ૨ સનમ-વ્હાલી.

ઝખમ દુનિયાં ઝબાનોમાં, મુસીબત ખોફનાં ખંજર,
કતલમાંએ [1]કદમબોશી, ઉપર ક્યામત ખુદાઇ છે. કંઈ.
[2]શમાપર જાય [3]પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઈ છે. કંઈ.
ફના કરવું ફના થાવું, ફનામાં રાહ સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે. કંઈ.
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલ્લી, હકીકતની રફાઇ છે. કંઈ.
સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપ તે તૂટતાં અંદર, ખડી માશુક [4]સાંઇ છે. કંઈ.
[5]ચમનમાં આવીને ઉભો, [6]ગુલોપર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચતાં, બદનગુલને નવાઇ છે! કંઈ.
હજારો ઓલિયા મુરશિદ, ગયા માશૂકમાં ડૂલી,
ન ડૂલ્યા તે મુવા, એવી કલામો સખ્ત ગાઇ છે. કંઇ.

[ કવિતા–પ્રવેશ. ] મણિલાલ નભુભાઈ.

---

## ધર્મ પ્રત્યે ઉક્તિ.

દ્રુતવિલંબિત છંદ.

પ્રિય! હવે ગ્રહિ લે કર માહ્યરો! નહિ ચૂકું ઉપકાર હું તાહ્યરો;

---

૧ કદમબોશી–પાદચુંબન. ૨ શમાપર–દીવાપર. ૩ પરવાના–પતંગીયાં. ૪ સાંઇ–માલેક. ૫ ચમન–બગીચો. ૬ ગુલ–ફુલ.

[1]સરિતમાં જઉં છું જ તણાઇ હું ! વિનતિ ચિત્ત ધરે મમ ભાઈ તું !
અરરર ! ના કદિ પાર હું પામું છું, મમ કુકૃત્યથી હાય મુંઝાઉં છું;
[2]સુહૃદ હે ! ઈહુથી દીન તારી લે, નથી થયો કદી હું ઉપકારીરે !
દુહવીઆ ઉલટા જ અનેકને, નથી કદી દીધ મેં સુખ એકને;
ફૂળ હવે અનુભોગું હું તેહનાં, પ્રિય થશે શું સ્થિતિ ભવ અન્યમાં ?
નિચ ગણાઇશ હું ભવ ભાવીમાં, પુનર પામીશ ના સ્થિતિ આવી હા !
પણ હવે શું વિલાપ થકી વળે ? કરવી પાળ જ જોઇ વિના જળે.
[ શ્રાવક માસિક. ] ચુનીલાલ વર્ધમાન શાહ.

---

## હમારી પિછાન.

---

ગઝલ.

હમે જોગી બધા વરવા શ્મશાનો ઢુંઢનારાઓ !
તહીંનાં ભૂતને ગાઈ જગાવી ખેલનારાઓ !
જહાં જેને કરી મુર્દું કબરમાં મોકલી દેતી;
હમે એ કાનમાં જાદૂ હમારૂં ફૂંકનારાઓ !
જહાંથી જે થયું બાતલ અહીં તે છે થયું શામિલ !
હમે તો ખાકની મૂઠી ભરી રાજી થનારાઓ !
જહીં ઝખમો તહીં [3]બોસાતણો [4]મરહમ હમે દેતા;
બધાંનાં ઇશ્કનાં દર્દો બધાં એ વ્હોરનારાઓ !

---

૧ સરિત—સરિતા—નદી. ૨ સુહૃદ—મિત્ર—સ્નેહી. ૩ બોસા—ચુમ્બન.
૪ મરહમ—મલમ.

હમે ઝાહેર ખબરો સૌ જિગરની છે લખી નાંખી;
ન વાંચે કોઇ યા વાંચે ન પરવા રાખનારાઓ!
ગરજ જો ઇશ્કબાજીની હમોને પૂછતા આવો,
બધા ખાલી ફિતુરથી તો સદા એ ન્હાસનારાઓ!
જહીં સ્પર્ધાતણી જગની દખલ ના પ્હોંચતી ત્યાં ત્યાં;
ઝમીં ને આસમાનોના દડા ઉડાવનારાઓ!
ગમે તે બેહયાઇને દઈ માથું ધરી ખોળે;
હમે આરામમાં ક્યાંએ સુખેથી ઉંઘનારાઓ!
સનમની બેવફાઈથી નથી સુખ કાંઈ એ ડરતાં,
હમે જાણ્યું હમે માણ્યું ફિકરને ફેંકનારાઓ!
[1]ઝખમથી જે ડરી રહેતા, વગરઝખમે ઝખમ સ્હેતા;
હમે તો ખાઇને ઝખમો ખૂબી ત્યાં માનનારાઓ!
બની ઉસ્તાદ આવો તો થશો આંહી તમે ચેલા;
મગર મુરશિદ કરોતો તો હમે ચેલા થનારાઓ!
હમારાં આંસુથી આંસુ મિલાવો આપશું ચાવી;
પછી ખંજર ભલે દેતાં, નહિ ગણુકારનારાઓ!

[ કલાપીનો કેકારવ. ] કલાપી.

---

## પશ્ચાત્તાપ.

ગઝલ.

અરે! ધિક્કાર છે હૂંને, બન્યો પાપી! બન્યો પાપી!

---

૧ ઝખમ–ઘા.

પિતાના સ્નેહની આંખો મહીં શૂળી અરે! આપી!
તરફડું ધૂળમાં હાવાં! બદન પર લાખ સારૂં ખાક!
છતાં ના આગ હોલાતી! બન્યો પાપી! બન્યો પાપી!
પડ્યો કંગાલ હૂં મેળે! નઝરથી પાપને જોતો!
સળગતા નીચ ખાડામાં! બન્યો પાપી! બન્યો પાપી!
પિતા! આ પાપથી રક્ષો! શરણુ માંગું! દયા બક્ષો!
અરે! હું નીચ શું માંગું? બન્યો પાપી! બન્યો પાપી!
છતાં માંગું! પિતા માંગું! સઝા માંગું! ક્ષમા માંગું!
અને તે નૂરની ઝાંખી પડેલો દાસ ના ત્યાગું!

[ગુજરાતી ગઝલિસ્તાન.] કાન્ત.

---

## મૃત્યુશય્યા પરથી.

શિખરિણી.

અહો! વ્હાલા મ્હારા! રૂદન કરતા જોઈ ત્હમને,
ચિરાતું આ હૈયું! પણ નયનથી ના જળ વહે;
છુપાવો છો શાને હૃદયપરનાં કારી દુઃખડાં?
થયાં ફિક્કાં કેવાં મધુર કુમળાં ચારૂ મુખડાં?! ૧
ઘણાં વર્ષો મીઠાં પ્રિય સ્વજન સાથે વહી ગયાં,
રમ્યા ખેલ્યા સાથે બહુ બહુ સુખો શાં અનુભવ્યાં!
વળી દુઃખોની એ ગુંચવણ ઉકેલી પ્રણયથી,
કદી કોટે બાઝી રૂદન કરતાં શાંતિ મળતી. ૨

કહી ગોષ્ટી મીઠી મૃદુલ હૃદયેથી વહી રહી,
કંઈ ભૂંડી વાતો હૃદય મહીં ખંતેથી છુપવી;
અને શલ્યો ઉંડાં હૃદય પરનાં જે વિષભર્યાં,
સહ્યાં સ્નેહે સર્વે સ્વજન પ્રિય ના દુઃખિત કર્યાં. ૩
રૂડા સર્વે દા'ડા સુખ સમયના એ વહી ગયા,
બહુ વર્ષો વીત્યાં પણ ક્ષણુ સમાં સર્વ દિસતાં;
અહો! જ્યારે સ્નેહી સુખ વિભવના ભાગી બનતા,
દિનો મીઠા ત્યારે ત્વરિત ગતિએ શા વહી જતા. ૪
નહીં જાણ્યું'તું કે સમય મધુરો એ સરી જશે,
સહુ સ્વપ્નાં સારાં ક્ષણુ રહી વિનાશે પડી જશે;
અરે! વ્હાલા! મ્હારી જીવન રજની પૂરણુ થઇ,
ગઈ મીઠી નિદ્રા! રૂચિર રચનાઓ ગઈ ઉડી! ૫
તપે છે તાપે આ વિકલ થયલી કાય સઘળી,
દમે દુઃખો ભૂંડા! નવ સહી શકું આ વિપતડી;
ભમે માથું મ્હારૂં! તનુ મન ઘણું જર્જર થયું,
ન સૂઝે કાંઈ! ને વિષ વિષ રગે ફેલઇ ગયું. ૬
થઇ પૂરી યાત્રા જીવન ભય મ્હારો દૂર જશે!
પ્રભુ પાસે જાતાં દુરિત જગનાં સર્વ સમશે;
કર્યાં કામો પૂરાં મુજ હૃદય સંતુષ્ટ કરશે,
અધૂરાં તે મ્હારા પ્રણુયી[1] જન સંપૂર્ણુ કરશે. ૭
ઘણાં વ્હાલાં લાગો! મધુર કુમળાં ઓ કુસુમડાં!

---

૧ પ્રણુયી—પ્રેમી.

ત્હમોને છોડું ત્યાં હૃદય દુઃખથી શાં પ્રજ્વલતાં !
પરંતુ કર્મોમાં અતિકુટિલ જે રેખ ચિતરી,
નહીં ભુંસાશે તે ! જઈશ પ્રભુ પાસે પ્રિય સખી ! ૮
અરે ! વ્હાલાં ! વ્હાલાં ! રૂદન કરશો ના પ્રિય ત્હમે !
ત્હમારામાં મ્હારૂં હૃદય કુમળું હા ! બહુ ભ્રમે;
પ્રભુનું ધાર્યું તે પ્રણય ધરીને સ્વીકૃત કરો,
ન આણો અશ્રદ્ધા ! ફરજ મધુરી નાહીં વિસરો. ૯
ઘણાં કર્તવ્યોના શિરપર રહ્યા ભાર ત્હમને !
નહિ ભૂલો તેને સફળ કરજો તે તનુ મને !
જનો ટેકિલા શું ઋણુ જગતનું ના ચુકવશે ! ?
રહેશે શું રોતા ? જડ હૃદયના કાયર થશે ? ૧૦
શિશુ મીઠા મ્હારા ! રૂચીર કુમળા પુષ્પ સરખા !
પ્રભુ રાખો સર્વે અવિચલ ત્હમારાં સુખ સદા !
સુખી થાજો વ્હાલાં રમત રમજો નિત્ય નવલી !
ભૂલી જાજો તેને ! પુખત વયની તેય રમવી ! ૧૧
ભલી પુત્રી મ્હારી ! અતિ મધુર જે ખેલ કરતી,
મીઠા બોલો બોલી હૃદય સહુનાં જે રીઝવતી;
મુકી જાતાં તેને ચરરરચર થાયે હૃદયમાં,
થશે શું તેનું હા ? અશરણુ થશે બાળક બધાં ! ૧૨
ત્હમારા પંથોમાં મૃદુલ કુસુમો વેરઇ રહો !
અહો ! બાલુડાંઓ ! સુખભર સદા જીવન વહો !
સદા સત્કાર્યોમાં સરલ હૃદયે તત્પર રહો !

અને મીઠો વાયુ તમ પર સદા શીતલ વહો! ૧૩
અહો! વ્હાલાં મ્હારાં! કુટિલ પથમાં ના વિચરશો!
ત્હમારી માતાના મૃદુલ ઉરમાં હર્ષ ભરશો!
નહિ લોપો આજ્ઞા! સ્વજન સહુ સંતુષ્ટ કરજો!
અને મીઠા ભાવો જગતપર સર્વત્ર ધરજો! ૧૪
અરે! એ ભોળાં તો નિજ [1]જનકનેએ વિસરશે!
સખી! મીઠા શબ્દો તુજ હૃદયથી કેમ ખસશે?
છતાં ભૂલી જાવું! તજવું ઉરનું નિર્બળપણું!
પ્રભુની એ આજ્ઞા! લઇશ સખી! તું સાંત્વન રૂડું. ૧૫
સગાં સ્નેહી મ્હારાં મુજ મરણનો શોક કરશે,
સ્મરી કાર્યો સારાં મધુર વચનોયે ઉચ્ચરશે;
અને વ્હાલાનું જે જડ હૃદય તેયે પિગળશે,
નક્કી! અશ્રુકેરાં સલિલ નયને કૈંક સરશે! ૧૬
અરે! એ ટીપાંથી હૃદય પરના તાપ ટળશે,
અને દૈવી કોઇ વિમળ મધુરી શાંતિ મળશે;
ભલે મીઠી સુધા મરણ પછી મ્હારી નવ હજો,
મ્હને અશ્રુબિંદુ હ્રદય તણું મીઠું દાન મળજો. ૧૭
ભલે આ સંસારે [2]પ્રણય વચનો ના નિકળતાં!
ઉરોના ભાવો જે ઉર મહીં ભલે સર્વ શમતા!
ભલે મીઠાં હાસ્યો વદન કદીએ ના મલકતાં!
મ્હને વ્હાલાં પેલાં નયન જલબિંદુ ટપકતાં. ૧૮

---

૧ જનક—પિતા. ૨ પ્રણય—પ્રેમ.

પરંતુ ઓ મ્હારી ! વિમળ ઉરવાળી સહચરી !
રખે રોતી વ્હાલી ! જિગર બળશે આ તરફડી !
નહિ સંખાશે એ હૃદય ચીરતું ઘોર રડવું,
નહિ જોવાશે આ અશરણ શિશુનું રવડવું ! ૧૯
ધીરી થાજે વ્હાલી ! પ્રણય ધરીને કાર્ય કરજે !
અને બાલુડાંનાં હૃદય મહીં તું શાંતિ ભરજે !
સુખી જોજે ત્હેને ! શિરપર કુંળો હાથ ધરજે !
પ્રભુ આજ્ઞા થાતાં મરણ પડદે તું વિચરજે. ૨૦
મળીશું ત્યાં સર્વે જગત પરનાં બંધન જશે,
અને દુઃખો જાશે સુખસરિતશી શાંત સરશે;
નહિ ત્યાં વ્હેમો ને નહિ જગતની સ્વાર્થપરતા,
નહિ ખોટી બ્હીકો નહિ વિરહના ઘોર દુઃખડાં ! ૨૧

અનુષ્ટુપ્ છંદ.

નિદ્રા મીઠી પૂરી થાશે રાત્રીનો અંત આવશે;
મૃત્યુ તુંને મુને સર્વે વ્હાલાંને સાથ લાવશે. ૨૨
પ્રભુના પાદ સેવીને પ્રભુનો પાડ માનશું;
પ્રભુ આરાધશું પ્રેમે પ્રભુને સ્નેહ જાણશું. ૨૩
સુધા મીઠી પીશું સાથે સુખે સર્વત્ર મ્હાલશું;
સ્નેહ સૌંદર્ય ને સત્યો સેવતાં સુખ સાધશું. ૨૪

[વસંત. પુ. ૯ અંક ૯.]

મોહનલાલ પાર્વતીશંકર દવે.
એમ. એ. એલ. એલ. બી.

## માફ કરજે.

---

શિખરિણી.

ઝુંટાવ્યું વિશ્વેશે રસભર દઈ પાત્ર મુજને,
ઢળ્યું ઓષ્ટેથી એ અમૃત ઘૂંટડા સ્હેજ ભરતે;
નજીવું એ વિશ્વે જરીય નવ છાજ્યું ગરીબને,
સખા! પ્રેમી! વ્હાલા! પ્રિયતમ! મને માફ કરજે. ૧
નથી મારે માટે, પ્રણય [1]સરિતે સ્નાન કરવા,
નથી મારે માટે ઉર ઉર મળી ઐક્ય બનવા,
નથી મારે માટે જીવન રસ નિર્મ્યો જગદીશે,
સખા! પ્રેમી! વ્હાલા! પ્રિય! પ્રિય! મને માફ કરજે. ૨
શુભેચ્છા ત્હારી હું સમજું મુજ માટે ઉછળતી,
દયાની છોળો એ હૃદય મુજ માટે ઉપડતી;
તુફાનો પ્રીતિનાં જિગર તુજ ડોળે પ્રબળતે,
સખા! પ્રેમી! મ્હારા! પ્રિય! પ્રિય! મને માફ કરજે. ૩
અજાણ્યું હુંથી ના ઝખમ તુજને કારી પડશે,
નિરાશામાં ત્હારૂં જીવન સઘળું વ્યર્થ વહશે;
થશે ખારૂં આખું જગ નિરસ ને શૂન્ય તુજને,
સખા! વ્હાલા! પ્રેમી! પ્રિય! પ્રિય! મને માફ કરજે. ૪
નકી શબ્દો મ્હારા જિગર કુમળું તુજ ચીરશે,
અરે! શબ્દો ખુની મરણવશ અન્તે જ કરશે;

---

૧ સરિતા—નદી.

પ્રીતિનું પંખીડું પ્રણયહિન દેશે પ્રજળશે;
અભાગીને માટે પ્રિયતમ ! મને માફ કરજે. ૫
અભાગી હું ક્યાંથી ? હૃદય ધરવાને મળી ગઇ,
સરિતા પ્રીતિની રણુ મહીં વહી ક્યાં ઉલટથી ?
સુકાએલે હૈયે જળ સહુ શમી ધૂળ ઉડશે,
સખા ! પ્રેમી ! વ્હાલા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૬
પ્રતિકાર્યે ત્હારી વિમળ પ્રીતડી સ્પષ્ટ દીસતી,
ઉડી શબ્દે નેત્રે અવયવ દરેકે ટપકતી;
હું માટે હોમ્યું તેં સુખ સહુ સખે ! તુચ્છ ગણીને,
અરે ! વ્હાલા ! મ્હારા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૭
અરે ! નિર્માયું ક્યાં ! કમનસીબ મ્હારા નસીબમાં,
ઉંડી આશા ત્હારી વિફળ કરીને ઘાવ કરવા;
અરે ! પાપી મ્હારા કર કતલ એકાન્ત કરશે,
સખા ! વ્હાલા ! મ્હારા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૮
દીધા છે વિશ્વેશે રૂદન કરવા નિત્ય મુજને,
પ્રભુની ઈચ્છાને ઉર વશ થવા યત્ન કરશે;
વિધિએ નિર્મ્યું ના હસવું હિનભાગી હૃદયને,
સખા ! પ્રેમી ! વ્હાલા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૯
મને દોરી જાવા પ્રણય પથમાં યત્ન ત્યજજે,
નહિ મ્હારા કો દી પતિત પગલાં ત્યાં જ પડશે;
પ્રભુએ નિર્મેલા વિકટ પથમાંહે ગતિ થશે,
અને તેથી વ્હાલા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૧૦

દશા વિશ્વે મ્હારી વિપરીત બની છે પ્રણયને,
હદો ઉલ્લંઘી એ હૃદય ડગલું ના જ ભરશે;
વિધિના નિર્મેલા નિયમવશ આખું જગત છે,
ન તૂટે હુંથી એ પ્રિયતમ ! મને માફ કરજે. ૧૧
મનુષ્યો વિશ્વે શું કરી જરી શકે આત્મબળથી ?
વિધિ ચાવી આપે જનતણી થતી તેમજ ગતિ;
કુદે નાચે બેસે પરવશ બધાં છે જ પુતળાં,
રડી યાચું વ્હાલા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૧૨
ભવે આ સ્હેજે તું સુખકર પડે જેમ તુજને,
સુખેથી સ્હેવું એ પરમ પ્રભુ સેવા વિહિત છે;
કટુ થાશે આખું જગત કડવું ઝેર બનશે,
વિના ઇચ્છા મ્હારી, પ્રિયતમ ! મને માફ કરજે. ૧૩
ત્યજું ત્હારે માટે સકળ ઉપભોગો જગતના,
ફચેલું હાથે હું ઉદધિજળ કાળાં અસિમ હા;
પરન્તુ તેથી શું તુજ શુભ સખે લેશ બનશે ?
અરે ! પ્યારા ! પ્રેમી ! પ્રિયતમ ! મને માફ કરજે. ૧૪
પ્રભુ દૃષ્ટિ સ્હામે પુનિત શુભ ધામે પ્રણયના,
વિના શંકા ખેલે શિશુ સમ જહીં પ્રેમી વિરલા;
તહીં આલિંગીને દૃઢ સખી ઉરે બાથ ભરજે,
પ્રપંચી વિશ્વે આ પ્રિયતમ ! મને માફ કરજે. ૧૫
અહો ! આવી આગ હૃદય તુજ શું તુચ્છ ગણશે ?
સખે ! શ્રદ્ધા મ્હારી અવર ભવમાંહી અચળ છે;

વિના એ આશાના જગત દવમાં આશ્રય બીજે,
અહીં એ આશાને પ્રિયતમ! મને માફ કરજે. ૧૬
[વસન્ત વર્ષ ૯ અંક ૧.] 'નિરાશા'

## મજા ક્યાં છે?

ગઝલ.

ક્યાં છે મજા? ક્યાં છે મજા? કહે તું મુસાફીર ખલ્કના,
દુનિયા મહીં ક્યાં છે મજા? માની લઉં શામાં મજા?
છે ક્યાંઇ ખાણુ ખુશાલીની આ ખલ્કને કોઈ ખુણે?
દેખાડી દે! જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા!
આલમ શુણે ખ્હેરી ન ગાણું જ્ઞાનનું દરિયાતણું,
ને દુઃખ પોતાનું રડે તો માની લઉં શામાં મજા?
રોવે હસે અસ્થિર ભૂત શોધે ન 'શું ક્યાં સત્ય છે?'
દુઃખભાર લઈ મુંગી ફરે ધરતી, લઉં શામાં મજા?
ત્યાં આસમાને આભલાં જૂદાં જૂદાં કંઈ ચકચકે,
સમજે ન કો તેથી નિસાસા સૌ ભરે! શામાં મજા?
દરિયામહીં—ધરતીમહીં—ત્યાં આસમાન મહીં ઉડે,
કહે તખ્ત ખુશાલી તણું, શું કામની પણ તે મજા
છે ત્યાં ગયા ભૂત તો હજારો માણવા જ અખૂટ મજા;
સાથે લઈ પાછાં ફર્યાં દીઠાં નહિ, તો ક્યાં મજા?
વર્ષા બિચારી ગર્ભિણી સ્હેતી પ્રસૂતિ વેદના,

પછડાય ચીસો પાડતી ને ગર્ભ જળ રૂપે પડે;
થીજાય શિયાળા મહીં સીઝાય ઉનાળા મહીં;
દુનિયા બધી એમ જ પીડાતી દેખું છું;—તો ક્યાં મજા ?
ખુબસુરતી આલમ તણી હસતી ખીલે જે કારમી;
દેખું હું, પણ કરમાય ક્ષણમાં ! માનું તો શામાં મજા ?
શુણવા કહે અવલોકવા કો, વાંચવા કોઇ કહે;
હું મ્હાવરો રાખું ઘણો તેમાં ન આવે પણ મજા !
આલમ તણી મેં ચોપડીનાં ફેરવ્યાં પાનાં ઘણાં !
માલિકના ડહાપણ થકી સમજુ થયો પણ ના મજા !
હું ગાન દુનિયાનું શુણું અવલોકું સારી ખલ્કને !
જાણી લઉં છું ભેદ સઘળો ત્હોય તેમાં ના મજા !
જીગર વિના તનહા ફરૂં તેથી ન આવે રે ! મજા,
આ ઇશ્ક વિણ રોતું ન માને દીલડું ક્યાંઈ મજા !
ઉડી ગયેલા નૂરથી આંખો ફરૂં જન મંડળે,
ધારી ફકીરી હું પુકારૂં, "નૂર !઼ઓ મુજ નૂર ક્યાં ?"
શૂણે ન કો ! રડવું જુવે ના મુજ હાલત આલમે !
દેખું જ તેને રડતી હું તો દુનિયામાં ક્યાં મજા ?
દુનિયા મહીં ભાઈ ! નથી—ક્યાંઇ નથી—કાંઈ મજા !
ગમગીનીનો ભંડાર આ છે, માનું તો શામાં મજા ?
જીંદગી છે જ્યાંસુધી સ્હેવું બધું રે ! ત્યાંસુધી,
આ જીંદગી પૂરી થશે તો આવશે ઉંચી મજા !
સ્મરવા ગયેલાં સ્નેહીને, રડવા ગયેલાં સ્નેહીને;

ભગ્નાશ જીવિત મુજ એ છે! હાલ તો કહો તે મજા!
કહો તે મજા કે દંભ કે મૂર્ખાઈ ડહાપણ જે ગમે,
અવસાન સુધી હૃદય મુજ તેમાં જ માની લે મજા!
અવસાન બાદ ઉડી જતા અકળીત અગમ્ય જ સ્થાનમાં,
આ ખલ્કમાં નથી ક્યાંઈ એવી કરીશ ત્યાં સાચી મજા!

[કાવ્ય માધુર્ય.] લલિત.

---

## મૃત્યુનિદ્રા.

શિખરિણી.

મરી જાવું તે શું? જગતપરના બંધ તજવા!
કંઇ ઉંચે ઉડી અનુપમ સુખો નિત્ય ભજવાં!
મીઠી એ નિદ્રામાં મનુજ ઉરનાં દુઃખ સમતાં!
કંઈ રૂડાં સ્વપ્નો અતિ મધુર સ્નેહે નિરખવાં! ૧

હશે શું મૃત્યુ તે? બહુ બહુ વિચારૂં હૃદયમાં,
ન સૂઝે કાંઇ ને ગુંચવઈ રહું એ વમળમાં;
ઘડીમાં ધારૂં કે "મરણ પછી સૌ શાન્ત બનતાં"
વળી પાછો ધારૂં "કંઈ નવલ સ્વપ્નો નિરખતાં." ૨

"અરે! એ નિદ્રામાં મધુર મધુરાં સ્વપ્ન રમતાં,
હશે" એવા ખ્યાલો મુજ હૃદયને ખૂબ ગમતા;
હશે જો એવું તો સુખી જન મહીં કો મુજ સમું,
ન સદ્ભાગી બીજું સતત તુજ સ્વપ્ને પ્રિય રમું. ૩

[વસન્ત પુ. ૯ અંક ૨.] મોહનલાલ પાર્વતીશંકર દવે.

# કીસ્મત.

ગઝલ.

કહીં તું જાય છે હારી દગાબાજી કરી કીસ્મત !
ભરોસે તેં લઈ શાને ? આ હરૂરાજી કરી કીસ્મત ! ૧
થવા નિજરૂપ દુનિયામાં ઉતરવાનું ઠર્યું કીસ્મત !
કરી તુજ રૂપ રંજાડી લપેટી ઘા કરે કીસ્મત ! ૨
ચલાવી પુષ્પમાળા પર નીચે સર્પો ભર્યા કીસ્મત !
સનમ્ દીદારમાં નાંખી પલક જુદાઇની કીસ્મત ! ૩
લગાડી કાર્ય-કારણુની બરાબર સાંકળો કીસ્મત !
ભરાવ્યા ત્યાં શી રીતે તેં ઉલટના આંકડા કીસ્મત ! ૪
પિછાની બે અને બેને કહીને ચાર હે કીસ્મત !
લખાવ્યા હાથથી શાને ? તેં બેને એક આ કીસ્મત ! ૫
ગણી મારૂં વળી મારૂં ભર્યું દિલ પ્રેમથી કીસ્મત !
તથાપિ ત્યાં ભર્યું શાને ? શી રીતે ? ઝેર તેં કીસ્મત ! ૬
ધરી આશા તણો પાયો ચણાવી તે ઉપર કીસ્મત !
કહીં ? કયારે ? લીધો તાણી એ પાયો તેં અરે કીસ્મત ! ૭
મૂકાવીને મીઠે ખોળે ભરોસે શીશ હે કીસ્મત !
કપાવી શી રીતે ગરદન વહેના ખૂન પણ કીસ્મત ! ૮
ઉઠાવી અસ્તિથી દિલને લગાડયું નાસ્તિમાં કીસ્મત !
દરદ દિલ રોવું ત્યાં એ તે વગોવાવું કર્યું કીસ્મત ! ૯
વહે આંખો ગળી ધારે ધુવે દિલ દાગને કીસ્મત !

ખુદાઈની મીઠાઇમાં ભરી ખારાઇ ક્યાં કીસ્મત! ૧૦
મુંડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ તેં કીસ્મત!
તથાપિ ત્યાં બઝાડી શી! ઉપાધિ એવડી કીસ્મત! ૧૧
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પૂરૂં કીસ્મત!
કવિતા આ બકાવાનું કર્યું શેં દ્વૈત તેં કીસ્મત? ૧૨
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું કીસ્મત?
મને માલિકના કાને પડે ભણકાર ત્યાં કીસ્મત! ૧૩
રમાડ્યો આ દગાબાજી વિષે બહુ છું ખુશી કીસ્મત!
મળ્યો માલીક વેચાયો: કરી લે ચાહે તે કીસ્મત! ૧૪

[કાવ્ય માધુર્ય.] મણિલાલ નભુભાઈ દ્વિવેદી
બી. એ.

---

## વિદ્ધ મૃગ.

હરિગીત.

સંગીત લુબ્ધક સુખદ ત્હારૂં આમ નવ અટકાવ તું,
રસમાં મને મરવા દઈ રસિકત્વ પૂર્ણ બનાવ તું,
આ મોક્ષથી મોંઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણના સંતાપથી પંચત્વ આ સમયે મળ્યું. ૧
શર લક્ષ બીજા ફેંકવા તલવારથી કર ઘા ભલે,
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે!
રસની ધુની હૃદયે વહે રસમાં અધિક છું મગ્ન હું,

રસરૂપ જગત જણાય આ રસને વળી વરસાવ તું. ૨
આને ભલે મૃત્યુ ગણી આણે દયા દિલ માનવી,
પણ વૃષ્ટિ પ્રેમામૃત તણી મ્હારે હૃદયથી માનવી,
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો રસમેઘ પણ વરસી રહ્યો,
મીંચી નયન અવલોકતાં આજે કૃતારથ હું થયો. ૩
વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડ્યો,
પણ હર્ષ વર્ષણનો પુરંદર આજ તું મુજને મળ્યો,
મારી વ્યથા અવલોકીને દિલ નવ દયા લાવીશ તું,
અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તું. ૪
મુજ માંસને માટે અધીરો એક પળ ન બનીશ તું,
સારંગી રંગભરી ઘડી કરથી ન દૂર કરીશ તું,
દઈ તાલ સાયક તાપથી કર ગાન એ પણ ઈષ્ટ છે,
આ પ્રેમ પારાવારમાં ન્હાતાં મરણ પણ મીષ્ટ છે. ૫

[ કાવ્ય માધુર્ય. ] દામોદર ખુશાલદાસ બોટાદકર.

---

## આશા પંખીડું.

---

રાગ–સીતાજીના મહીનાનો.

આશા પંખીડું મ્હેં તો પૂર્યું કનકમય પાંજરે,
રમ્ય રંગ ધરંતું અનેક જેવો મેઘ સાંઝરે;
ઝીણી ચંચુ સુવર્ણની મેખ સમી શી ઓપતી!
ઇંદ્રધનુ રંગ ધારી એક કલગી શિર શોભતી. ૧

ધોળી બરફશી ડોકની મધ્ય સુનેરી કાંઠલો,
આસમાની પાંખની માંહ્ય પચરંગી ચાંદલો;
પીછે કરમજી રંગ સોહાય ને ચરણ સુવર્ણના,
હીરા સરિખાં બે ઝીણાં નેન ચમક ચમકે ઘણાં. ૨
સુંવાળું શું એનું શરીર ભર્યું દિવ્ય કાન્તિએ!
પણ બદલી ઘડી ઘડી રંગ મ્હને નાંખે ભ્રાન્તિએ;
વળી અમૃતશું મીઠું ગાન કરે દિવ્ય પંખીડું,
ત્યારે નાચતું ભૂલી ભાન હૃઇડું મુજ મૂરખું. ૩
પણ એક દિવસ એ તો હાય! ઉડીને ચાલિયું!
તોડી કનકનું પીંજર ત્યાંય રહ્યું નવ ઝાલિયું;
તોએ ગાન કરંતું જાય! પાછળ દોડયો જાઉં હું,
પણ એ તો નવ પકડાય! અધિક લલચાઉં હું. ૪
ઉડી પેઠું એ એક દિવ્ય હતું વન તે મહીં,
હું પણ રવ અનુસારે ધાઈ પેઠો ત્યાં તો સહી;
દીઠું બેઠું ગુલાબને છોડ ગયો હું ઝાલવા,
ઉડી બેઠું બીજે ઝાડ ગાઇ લાગ્યું મ્હાલવા. ૫
વૃક્ષે, વૃક્ષે, છોડે, છોડ, મુને ભટકાવિઓ,
આવ્યું તોએ એ નવ હાથ અધિક અકળાવિઓ;
અન્તે બેઠું ઉંચી ડાળ પછી લાગ્યું બોલવા:
"અરે! મૂર્ખ મનુજના બાળ ફાંફાં શાં મારવાં? ૬
"નવ આવું કદી ત્હારે હાથ મૂરખ ઓ માનવી!
"હું તો ધારૂં નવનવા રંગ ધારૂં મૂર્તિ નવનવી;

"પૂર્યું પાંજરે મુજને તેંહુ ધારીશ નહિ મન વિષે,
"એ તો ઘડીયું મ્હારે પ્રભાવ ત્હને ઉલટું દિસે. ૭
"પણ મન નવ થઈશ ઉદાસ કહું શુણ વાત તું,
"મ્હણે નાંખ નજર મ્હણે દૂર વ્યોમ જ્યાં ડુબી જતું;
"પેલી રૂધીરભરેલી કૃપાળે ઘડેલી કમાન જે,
"અંતરીક્ષ ઉભા જેના સ્થંભ રચ્યા મ્હોટા હાડકે. ૮
"દિસે તુજને ભયંકર તેહ તથાપિ એ રમ્ય છે,
"બીજી બાજુ કનકનો ઘાટ ઘડેલો ભવ્ય છે;
"આણી કોરે રાક્ષસ એક બેઠો છે બિહામણો,
"મૃત્યુ એવું એનું નામ તુંને ઓળખામણો. ૯
"પણ તું જઇશ એને દ્વાર પછી પેલી પાર તું,
"જઈ જોઇ પામીશ આનંદ ત્યહાં તે વાર તું;
"ત્યારે ત્યાંહી જો! ભેટીશ તુંને હું આનંદથી,
"ત્યાં લગી થઈ ધીર તું થીર રહેજે મન શાંતિથી." ૧૦
એમ બોલી ઉડી ગયું એહ પંખીડું ના રહ્યું,
ઉડતાં ઝલકંતી એની દેહ ગાતું ગાતું એ ગયું;
જઇ લય પામ્યું ચંદ્રની માંહી વસી ગાતું ત્યાં રહ્યું,
શાન્ત અજવાળી રાતે કો વેળ શુણું એનું ગાન હું. ૧૧

[ કાવ્ય માધુર્ય. ] નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા.

---

# પ્રેમ અને સત્કાર.

ગઝલ.

લખ્યું તેં પત્રમાં પ્યારા! નથી સત્કાર મેં કીધો;
ખબર વિવેકની મુજને, નથી તો તું ક્ષમા કરજે. ૧
અહો! સત્સ્નેહને અંગે, સુહૃદ એ બોલવું છાજે?
ચહે જો પ્રેમ આદરને, નહિ એ પ્રેમ પ્રેમીનો. ૨
અખંડિત પ્રેમને બંધુ! જરૂર શું હોય આદરની?
'પધારો' 'આવજો' 'બેસો' વૃથા એ વાદ શા સારૂ? ૩
હૃદય સત્કાર જ્યાં થાતો, ઉભય ઉરમાં વિના માંગ્યો;
નયન સત્કાર નવ ઇચ્છે, વદન સત્કાર શાને તો? ૪
વિનય રસના તણો એવો, બતાવે પ્રેમમાં ખામી;
પ્રપંચી કાજ રહેવા દો, ન ઇચ્છે પ્રેમનાં પાત્રો. ૫
હશે દિલ પ્રેમનાં ભરિયાં, રહે જૂદાં છતાં સંગે;
વિનય સત્કારને એમાં નથી અવકાશ મળવાનો. ૬
'પધારો' એમ કહેવાથી પધારે તે પધાર્યા ના;
નિમંત્રણ પ્રેમીને શાનાં? અનાદર પ્રેમીને શાનો? ૭
મળ્યાં છે ચિત્ત વિણુયત્ને, શરીર તો જોડવાં છે ક્યાં?
કરે કર આપવો શાને? મને મન જ્યાં મળેલાં છે. ૮
સુહૃદનું આગમન થાતાં, ઉઠે સત્કાર કરવાને;
અરે! એ તો જનો જૂઠા, ખરેખર બાહ્ય પ્રેમી તે. ૯
ભલે એ થીગડાં દેવાં, હુજો અતિ ઇષ્ટ શિષ્ટોને;
સ્પૃહા સત્પ્રેમના ભોગી જનો તે તેની ક્યમ રાખે? ૧૦

વિનયની પૂરણી માંગે, અધૂરી તેટલી પ્રીતિ;
પ્રતીતિ પ્રેમની કરવા, નથી અધિકાર આદરને. ૧૧
[કાવ્ય માધુર્ય] દામોદર ખુશાલદાસ બોટાદકર.

---

## કદરદાની.

---

ગઝલ.

લીધી જેણે ગરીબોની, ખબર તેણે બધું કીધું;
કીધી જેણે ગુણીઓની, કદર તેણે બધું કીધું. ૧
બજારોમાં નથી મળતી, રહમ કિંવા કદરદાની;
જીગરનું નૂર છે એ તો, નથી વસ્તુ તમાશાની. ૨
નથી શું મોતી ને હીરા, ખલક કેરા ખજાનામાં ?
પરન્તુ આબ જેનામાં, જરૂર તેની જમાનામાં. ૩
તવારીખો ઘણી વાંચી, અમીરો બાદશાહોની;
રહી ગઈ લીંટીઓ તેની, ખરા ખોટા ખિયાલોની. ૪
સફર સૌએ ભવાબ્ધિમાં, કરે છે જીવ જંતુઓ;
સફળ પણ થાય છે જેના, ગહન છે જ્ઞાન તંતુઓ. ૫
સુવાસિત પુષ્પની ખુશબો, નથી છાની રહેવાની;
વિવિધ સ્થાને પવનદ્વારા, ખચીત એ તો પ્રસરવાની. ૬
કરે છે નેત્ર બે નીચાં, ખરા દાતાર જવ દે છે;
ગણી સ્રજનારનું પોતે, મુખે લજ્જા ધરી લે છે. ૭
હૃદયનો હાથ લઈ કાને, નમાવે પાત્ર જે પુણ્યનું;

વિવેચન શું પછી કરવું, કહો એના મહદ્ ગુણનું ? ૮
ભલે વખણાય દાતારો, જગતમાં મેઘ વૃત્તિના;
પ્રશંસાપાત્ર પણ દાતા, ખરેખર કૂપ વૃત્તિના. ૯
વદે છે શ્યામ સુત દુર્લભ, ખબર લેવી ગરીબોની;
ધનાઢ્યોએ ભલા મનથી, કદર કરવી ગુણીઓની. ૧૦

[ જૈન સમાચાર પત્ર ] દુર્લભ શ્યામ ધ્રુવ.

## સંતોપદેશ.

ગઝલ.

તજી દે 'હું' અને 'મ્હારૂં' નથી અહીંયા કંઇ ત્હારૂં;
રહ્યું છે યોગમાં સુખ સૌ, કરી જો ખ્યાલ દુનિયાનો. ૧
ગણે તો છે સહુ ત્હારૂં, ગણે તો ના કંઈ ત્હારૂં;
અરે! વ્યક્તિ અમરપુરની, તને શો રંગ દુનિયાનો. ૨
ખરે જો માન સહુ ત્હારૂં, પછી શું રોકવું વારૂ ?
ભરી લે દૈવી માયાની, ખરે એ ખેલ દુનિયાનો. ૩
અગર જો માન ના ત્હારૂં, પછી અહીં જો શું છે વારૂ ?
મૂકી દે આસુરી માયા, મચ્યો એ ઢંગ દુનિયાનો. ૪
કરી અળગી ઉપાધિને, પ્રભુપદને તું સાધી લે;
જવાનું એક દિન સાચું, અહા ! એ તોડ દુનિયાનો. ૫

[જૈન સમાચાર પત્ર] સુખલાલ પી. દોશી બોટાદકર.

# દ્રવ્ય.

ગઝલ.

અજબ છે રંગ દુનિયાનો, ફકીરી હાલ એ માનો;
નથી ગાંઠે બદામો જ્યાં, બતાવે ખૂબીઓ ત્યાં ત્યાં.
દિસે દુનિયા ઠગારી આ, ભૂલીને જીવ તું ના જા;
જે બેદરકાર ધન માટે, થયો તે જીંદગી સાટે.
રહેવું વિશ્વમાં સારા, ન કર પૈસા કદી ન્યારા;
સગાં છે સર્વે પૈસાનાં, સનેહી દોસ્ત પૈસાના.
નથી પૈસો યદિ ગાંઠે, તને ના ભાઇ કો ગાંઠે;
કહે એ તો દિવાનો છે, સગો પણ એહ શાનો છે?
નથી કંઈ પ્રેમ નારીનો, વિના પૈસે શું યારીનો;
જગતમાં પ્રેમ પૈસો છે, જગતની નેમ પૈસો છે.
સદા ઉદ્યોગ કર જારી, દિયે પરમેશ જો યારી;
મળે જો દ્રવ્યની લ્હેર, થશે સૌની અતિ મ્હેર.
થશે સૌ આશ પૂરી તો, રહેશે નહિ અધૂરી તો;
રહેવું વિશ્વમાં પ્રીતે, નથી જો ગાંઠ કૈં વિત્તે.
દરિદ્રી નામ જો ધરવું, અધિક છે શ્રેષ્ટ તો મરવું;
પૂરી સંસારની શોભા, ગ્રહસ્થીના બધા ભોભા.
નથી જો દ્રવ્યની ઇચ્છા, લઈ લે યોગીની દીક્ષા;
ફિકર વિણુ માંગવી ભિક્ષા, જીવનની એ જ છે શિક્ષા.

અજ્ઞાત.

## જીવો જગમાં ભલા દાતા.

---

ગઝલ.

વખાણે વિશ્વ ભક્તોને, વળી શૂરવીર સખ્સોને;
ખરે ધન્ય એહની માતા, જીવો જગમાં ભલા દાતા. ૧
ભૂખ્યાને ભોજનો આપે, અનાથોનાં દુઃખો કાપે;
અબંધુના થતા ભ્રાતા, જીવો જગમાં ભલા દાતા. ૨
વિકટ વ્યાધિ વપુ વ્યાધિ, બિચારા દૈવના શ્રાપી;
દુઃખી દીનને દીએ શાતા, જીવો જગમાં ભલા દાતા. ૩
સદા પરહિત છે ચિત્તે, પરમાર્થી કાર્યમાં પ્રીતે;
અહોનિશ અગ્ર જે ધાતા, જીવો જગમાં ભલા દાતા. ૪
રૂડી જે જ્ઞાનશાળાઓ, ગણે જે મોક્ષમાળાઓ;
બને જન જ્ઞાનના દાતા, જીવો જગમાં ભલા દાતા. ૫
નમી ઉપકાર કોને શિષ, દિયે દીન યોગી શુભાશીષ;
સુખી રહો વિશ્વ વિખ્યાતા, જીવો જગમાં ભલા દાતા. ૬

[જૈન સમાચાર પત્ર] બાવા મકનજી ગોડા.

---

## સ્નેહસૃષ્ટિ.

---

શિખરિણી.

જનો ભૂંડા જ્યારે કપટમય ભાવો પરિહરે,
અને જ્યારે હૈયે પ્રણય રસ વેગે વહી રહે;

સહુ પ્રેમો જ્યારે અચળ મૃદુ ને શુદ્ધ નિવડે,
અરે ત્યારે તારા ગગન પર શા પ્રોજ્જ્વળ હશે? ૧
ભૂંડાં વાક્યો જ્યારે, પ્રણયી જનનાં ચુમ્બન બને,
ભરી દૃષ્ટિ ક્રોધે, વિમળ શુભ સ્નેહેથી ચળકે;
અહા! ત્યારે તો આ ભૂમિ નક્કી અલૌકિક બનશે,
અને લોકો "એવી–અમર નથી કો" એમ ગણશે. ૨
દુઃખી બન્ધુઓનાં દુઃખ મનુજ ના સાંખી શકશે,
અરું હું ના એને, વચન કટુ એવાં ન વદશે;
તૃષ્યા પીડ્યા ભૂખ્યા ગરીબ જનને સ્હાય મળશે,
અને પોતાના સૌ શિરપર રહ્યા ભાર ટળશે. ૩
જનો ક્રોધી જ્યારે ક્ષણ ક્ષણ મહીં ના ઘુરકશે,
સદા આ સંસારે પ્રણય સરિતે શાન્ત સરશે;
વિરક્તાત્મા તેયે નિજ હૃદય દૌર્બલ્ય ત્યજશે,
અને કર્તવ્યોથી પરમ પ્રભુને નિત્ય ભજશે. ૪
પ્રભુની સૃષ્ટિને અબળ થઇને ના અવગણે,
સ્મરીને કર્તવ્યો જન સુખ પ્રતિ ઉત્સુક બને;
ખિલેલાં પુષ્પોની મધુર ખુશબો ત્યાં પ્રસરશે,
અને શીળો વાયુ સુખદ સુરભિ નિત્ય વહશે. ૫
જનો આનંદી થઈ હસિત વદને જ્યાં વિહરશે,
અને દુઃખો ભૂલી સરલ હૃદયે કાર્ય કરશે;
પ્રીતિ નીતિને ત્યાં વિનય થકી પ્રેમે પ્રણમશે,
અને સૌન્દર્યોના અખિલ જગતે મંડપ થશે. ૬

વિવાહોના જેવો સકળ સ્થળ આનંદ ઝળકે,
રૂડાં સ્વપ્નો જોઈ જન વદન શાં ત્યાં જ ચળકે;
પતિ–પત્નીને જ્યાં અધમ ગણીને ના પજવશે,
નિરાધારા બાળા અબળ નવ નિ:શ્વાસ મૂકશે. ૭
થયું જે થાવાનું થયું નહિ થયું ના કદિ થશે,
સ્મરી તેને સાધુ નિજ હૃદય ના દુ:ખિત કરે;
મનુષ્યો વૈરી થઈ નહિ તુમુલ યુદ્ધો મચવશે,
કટાશે શસ્ત્રો ને અસિ રહી દિવાલે લટકશે. ૮
અહા ! ત્યારે નક્કી પ્રતિદિન પ્રકાશે ઝળકશે,
અને નેનોમાં ત્યાં નવીન કંઈ દીપ્તિ ચળકશે;
પ્રભુ એ સંગીત શ્રવણ કરવા ધ્યાન ધરશે,
મનુનું જીવ્યું તે સુખમય અને દિવ્ય બનશે. ૯

[ શાળાપત્ર જ્યુબિલી અંક ] મોહનલાલ પાર્વતીશંકર દવે

---

## કટુ પ્રેમ.

---

વસન્તતિલકા.

અશ્રુ હવે નયનનાં નયને જજો હો !
નિ:શ્વાસ આ હૃદયનો હૃદયે રહો હો !
આશા બધી દિલ તણી દિલ ત્યાગજો હો !
આનન્દ આ નદ તળે જળમાં પડો હો ! ૧

આસક્ત આ હૃદય ક્રૂર વિરક્ત તે હા !
હૈયું કઠોર પ્રિયનું કુમળું અરે આ !
આ પુષ્પ એ ! બરફનો કકડો ખરે છે !
આ યોગ એ વિધિબળે નિરમ્યો અરેરે ! ૨
શૂળીપરે પણ પ્રિયા પળ ના વિસારૂં,
મારી ગણી તન મને સમ પ્રાણ જાણું;
તે તો ન કિન્તુ સમજી મમ શાંત ચિંતા,
આયુ વહ્યું વહી જશે કટુ પ્રેમ પીતાં ! ૩
પીયૂષ આ છલકતું છલકયું ઢળ્યું ત્યાં,
આ સ્નેહ શીત લહરી લપટી પડી ત્યાં;
ત્યાં તો હળાહળ રહ્યું મુજ આશ સ્થાને,
જ્યાં સ્વચ્છ પ્રીતિ મુજ મૃત્યુ સુધી વિરામે ! ૪

[ કલાપીનો કેકારવ. ] કલાપી.

---

## વ્હાલાને આમંત્રણ.

---

રાગ—ઓધવજીના સંદેશાનો.

આવો આવો વ્હાલા ! સાથે ઉડીએ,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઉંચા ઉંચા તેજોમય આકાશ છે,
ઉંચા ઉંચા આત્માના અભિલાષ જો. આવો. ૧

એકલવાયું ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઉણું ઉણું સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહી જનના સાથે ભોગવનાર જો. આવો. ૨
મ્હારા છો ને રહેશો મ્હારા સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહભર્યા સંબંધ જો;
વિધિ નિર્મ્યા સંબંધો કરવા સાર્થ કાં,
સંચરીએ ના સાથે વ્યોમ અનંત જો. આવો. ૩

[ સ્નેહાંકુર. ] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
બી. એ. એલ. એલ. બી.

---

## ચાહીશ.

હરિગીત.

" છે સ્નેહ માયા, મોહબંધન, સ્નેહ આત્મવિનાશ છે,
" છે સ્નેહ મોટો મોક્ષબાધક સ્નેહ વિષમય પાશ છે;
" માટે કદિ ચ્હાશો નહિ, જો હોય હેતુ મુક્તિનો !"
ડિંડિમ બજાવી બોધ દે રસહીન કંઇ કંઇ જ્ઞાનીઓ. ૧
સંસારના કંઈ અનુભવી શિખ આપતા બની ડાહ્યલા,
ઈજારદારો હોય જાણે સર્વ દુનિયાદારીના;
" છે સ્નેહની વાતો બધીયે સ્વાર્થીઓની વંચના,
" કે વિષયની મૃગતૃષ્ણિકા કે ઉભરા ઉન્માદના." ૨

માને ભલે તે તેમને જે ઠીક લાગ્યું દિલથી,
ચાહ્યા વિના મુજને કદિ પણ ચેન તો પડતું નથી;
શાને દબાવું ઉમળકા જે ઉછળતા શુચિ સ્નેહના,
ચાહીશ હું, ચાહીશ હું, ચાહીશ હું તો સર્વથા. ૩

[ સ્નેહાંકુર ] ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## બે ઝરણાં.

ઓધવજીના સન્દેશાનો રાગ.

ઝીણું ઝીણું જીવન ઝરણું એકલું,
સરતું કરતું સ્વચ્છંદે વિહાર જો;
નાનકડી નિજ સૃષ્ટિમાં એ મ્હાલતું,
ન્હોતી એને અન્ય કંઇ દરકાર જો. ઝીણું.
એવા એના સુખમય દિન ચાલ્યા ગયા,
એકલવાયું જીવન લાગ્યું ન્યૂન જો;
બેલડી બનવા ઉર એનું તલસ્યા કરે,
તલસે કરવા અધુરાં જીવન પૂર્ણ જો. ઝીણું.
સમભાવી કો જીવન ઝરણું ત્યાં મળ્યું,
અભિલષતું એ સહચારીના સ્નેહ જો;
ભેળાયાં જળ એ જીવન ઝરણાં તણાં,
જૂદાં પ્રીટી એક બન્યાં બે વ્હેણ જો. ઝીણું.

[ સ્નેહાંકુર ] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# મ્હોટું મન.

કંસરાયને કહેવા દ્યો કહાના—એ રાગ.

મ્હેની રીતિ પ્રીતિની આદરજો, મ્હોટું મન રાખીને આચરજો;
સુખી સહુ જનને તમે કરજો, મ્હેની રીતિ. ૧
દ્વેષી જન દ્વેષ ભલે ધરતા, ક્લેશી પ્રાણી ક્લેશમાં છો મરતા;
તમે દ્વેષ ક્લેશ નહિ કરતા, મ્હેની રીતિ. ૨
નથી કાંઈ લેઇ જવું સાથે, જાવાનું છે સહુને ખાલી હાથે;
તો પછી કંકાસ શામાટે? મ્હેની રીતિ. ૩
સ્નેહી સાથે ઘડીનું રહેવાનું, તેમાં શાને લઢવા ને વઢવાનું;
ભલાઇનું લ્યોને કરી લ્હાણું, મ્હેની રીતિ. ૪
મ્હોટું મન રાખી જો ગમ ખાશો, સુખી સહુને કરીને સુખી થાશો;
મંત્ર છે સુખનો એ સાચો, મ્હેની રીતિ. ૫

[ સ્નેહાંકુર. ] ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# સ્નેહીને બે બોલ.

રાગ—ઓધવજીના સંદેશાનો.

મ્હારી ત્હમારી પક્ષી સમી છે પ્રીતડી,
મળીઆ જગની ડાળે અચાનક આજ જો;
સફળ કરો આ સહજ સમાગમ આપણો,
દાખવજો કંઈ હૈયા કેરી દાઝ જો. મ્હારી. ૧

સળગે આ દુઃખદાવાનળ દુઃખશોકથી,
પારધી શર લઈ કરતો નિશદિન ખોજ જો;
નથી ઠરીને અહીંયાં કદિએ બેસતા,
જન્મી પામ્યા નહિ કાંઈ જીવન મોજ જો. મ્હારી. ૨
ઝુમખે ઝુલે ઝુલે સુંદર મોરલા,
નાચે કૂદે ફળ ખાવાને માટ જો;
મીઠાં નહિ પણ કડવાં ફળને ચાખતા,
ભૂખે ભટકી વળતા પાછી વાટ જો. મ્હારી. ૩
સુંદર સ્નેહ–સરિતા કેરે કાંઠડે,
ચાંચુ ભરશું કરશું અમૃતપાન જો;
મળીયા છો તો આનંદ કુંજે ગુંજતાં,
પ્રીતે કરશું મીઠાં કલરવ ગાન જો. મ્હારી. ૪
સંપી જંપી રહેતાં દોષ વિસારશું,
એથીજ મળશે ઘડી બે ઘડી આરામ જો;
ફરરર કરતાં ક્યાં ને ક્યાં ઉડી જશું,
મળશું જો મેળવશે મ્હારો નાથ જો. મ્હારી. ૫

[ કો. પ્ર. પર્યૂષણ અંક. ]

---

## પ્રેમનો વાસો કહીં ?

---

સોહિણી ગઝલ.

તું એમ જો પૂછે મ્હને કે 'પ્રેમનો વાસો કહીં'?
તો હું ત્હને ઉંધું પૂછું કે પ્રેમ ક્યાં વસતો નહિ ?

જોને મ્હણો તે કુમુદિની અવની પરે શરમાવશે,
તો એ વિલોકી ચંદ્રમા આકાશમાં શિદને હશે? ૧
શિદને ગમે ગાયન મધુરાં આ સમે બુલબુલનાં,
આનંદભેર ચકોરીને આકાશમાં ઉડવું ગમે?
રજની તજે નિજ મલિનતા ઉજ્વલપણું ધારણ કરે,
એ સર્વ વાતો સુંદરી! વદ પ્રેમવિણ ક્યાંથી બને? ૨
સૂર્યકર ભેટે ભૂમિ ચંદ્રપ્રભા ઉદધિ ધુમે,
કાન્તે! મ્હને તું તેમ કાં સપ્રેમ સ્વાર્થ વિના ચુમે?
ઝરણું અનેરાં હેતથી કાં વહીને નદીને ભળે?
અનિલો કંઈ કંઇ સ્વર્ગના વદ કેમ અવનીને મળે? ૩
સખી! પ્રેમ તો તનમાં વસે, મનમાં વસે, વનમાં વસે,
પ્રેમી જનોનાં હૃદયમાં પળ એક ત્યાંથી ના ખસે!
પ્રેમ છે તુજ હૃદયમાં તેવો જ વળી મ્હારા મહીં,
શિદને પૂછે તું સુન્દરી? કે "પ્રેમનો વાસો કહીં" ૪
[વાર્તાવારિધિ વર્ષ ૬ અંક ૧૦.] જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર.

---

## ઉઘાડી રાખજો બારી.

---

ગઝલ.

દુ:ખી કે દર્દી કે કોઇ, ભૂલેલા માર્ગવાળાને;
વિસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી. ૧
ગરીબની દાદ સાંભળવા, અવરનાં દુ:ખને દળવા;

તમારાં કર્ણ નેત્રોની, ઉઘાડી રાખજો બારી. ૨
પ્રણયનો વાયરો વાવા, કુછંદી દુષ્ટ વા જાવા;
તમારાં શુદ્ધ હૃદયોની, ઉઘાડી રાખજો બારી. ૩
થએલાં દુષ્ટ કર્મોનાં, છૂટા જંજીરથી થાવા;
જરા સત્કર્મની ન્હાની, ઉઘાડી રાખજો બારી. ૪

[સમાલોચક પુસ્તક ૨૦ અંક ૧.] **પ્રભાશંકર દલપતરામ પટણી**
સી. આઈ. ઈ.

---

# દિલનાં દર્દ.

વીર કુંવરની વાતડી કોને કહીયે ? એ રાગ.

દિલનાં દર્દની વાતડી કોને કહીએ ?
હાંરે કોને કહીએ રે કોને કહીએ ?
હાંરે મુંગા મુંગા કાળજડે બળીયે !
હાંરે જૂઠા જગના પ્રભાવ ! દિલનાં. ૧
હાંરે જાણે બોલું બોલું થઈ જાય !
હાંરે પણ બોલ ન એકે બોલાય !
હાંરે બધા તનડા બળી ધીકી જાય !
હાંરે કેમ કેમ રહેવાય ? દિલનાં. ૨
હાંરે બધું હૈયું વલોવાઇ જાય !
હાંરે ગાન છુપાં છુપાં જ ગવાય !
હાંરે કાંઈ ગાંડા ને ઘેલા થવાય !
હાંરે અંગો અંગ તવાય ! દિલનાં. ૩

હાંરે જાણે વન વગડે જઈ વસીએ,
હાંરે જૂઠા જગને ફંદે શેં ફસીએ ?
હાંરે હિમાચળ જઇ કાયા કસીએ,
હાંરે તો તો શાંતિ પમાય ! દિલનાં. ૪
હાંરે પોલા જગની પરવા શીદ કરવી ?
હાંરે ખોટી શરમો તે શાને ધરવી ?
હાંરે વિશ્વે શાંતિની ઝરણી શી ઝરવી ?
હાંરે જગ તો જંજાળ. દિલનાં. ૫
હાંરે ખોટા જગમાં શી પ્રેમની વાતો ?
હાંરે અહીંઆં તો બળતરા ને લાતો !
હાંરે જ્યાં ત્યાં સ્વાર્થનો વાયરો વાતો,
હાંરે ત્યાં શાં પ્રેમનાં લ્હાણુ ? દિલનાં. ૬
હાંરે મોહ માયાના પાશે રંગાવું,
હાંરે મ્હારા ત્હારાના બન્ધે બંધાવું !
હાંરે એવા જગને છાંયડે શીદ જાવું ?
હાંરે એ તો આળ પંપાળ. દિલનાં. ૭
હાંરે હવે સદ્દગુરૂ શરણે જઇશું !
હાંરે પ્રભુતાને તલાલીન થઇશું !
હાંરે સ્થૂળ ત્યાગીને સૂક્ષ્મે વહીશું !
હાંરે એ તો ઓર જ લ્હાણુ ! દિલનાં. ૮

[ બુદ્ધિપ્રભા. ]

# ભક્તિ.

ઓધવજી સન્દેશો કહેજો શ્યામને-એ રાગ.

ભક્તિ ના ભાવે તે જીવ અભાગીઆ,
લંપટને નવ ગમતું આતમજ્ઞાન જો;
ઝેરતણા અંકુર રે જેમાં જાગીયા,
વિષધરને જેમ ન સહ્યું અમૃતપાન જો. ભક્તિ. ૧
જળધરનું જળ વ્હાલું સૌ તરૂ જાતિને,
અધમ જવાસો એ નીરે સુકાય જો;
ઉલુક અભાગી રૂડી માને રાતને,
અર્કતણે અજવાળે આંખ મિંચાય જો. ભક્તિ. ૨
ચંદ્ર તણો ઉદ્યોત ગમે નહિ ચોરને,
અધમ અવિદ્યા અન્ધારે ઉમંગ જો;
ધણીશું હેત ન હોય હરાયા ઢોરને,
શઠને ન ગમે સારા જનનો સંગ જો. ભક્તિ. ૩
ગર્ધવને તો વૃષ્ટિ કાળે ના ગમે,
મૂઢ અનીતિ ઉનાળે મલકાય જો;
કુલટા કંથ તજીને પરસંગે રમે,
વ્યસનીને વટલ્યાની ભ્રાન્તિ ન થાય જો. ભક્તિ. ૪
નીતિ ના ભાવે રે નર નાદાનને,
વેશ્યાને તો ન ગમે સતીની વાત જો;
સારૂં ને નરતું રે સરખું શ્વાનને,

તાપવંતને તુપે હોય ઉતાપ જો. ભક્તિ. ૫
વાનીના લાડુથી રીઝે વંતરા,
પામર પ્રીતિ કરી પૂજે પાખંડ જો;
હંસ હોય તે મુક્તાફળ ચાવે ખરા,
ભજે વિવેકી જાણી બ્રહ્મ અખંડ જો. ભક્તિ. ૬
ફેર ચડેલો સર્વેને ફરતો લહે,
કોનું સાચું કહ્યું ધરે નહિ કાન જો;
કમળાવાળો સર્વેને પીળું કહે,
પીધેલાને કાંઇ ન રહે ભાન જો. ભક્તિ. ૭
પુણ્ય તણાં ફળ પ્રકટે જે પ્રાણી તણાં,
પ્રભુજી સાથે ઉપજે તેને પ્રીત જો;
જન છોટમ કહે તેનાં તપ જાણો ઘણાં,
રૂડી જેની ભક્તિ કેરી રીત જો. ભક્તિ. ૮

[ જૈન હિતેચ્છુ માસિક પત્ર. ] મહાત્મા છોટમ.

---

## અનાતિથ્ય.

---

હરિગીત.

આવ્યા તમારે આંગણે આવો ભલે ક્હેતા નથી,
કરીએ સલામ પ્રણામ પણ કૈં લક્ષમાં લેતા નથી;
કહો શેઠ કુશળ ક્ષેમ છે ? તમ બાળ બચ્ચાં કેમ છે ?
આ રંકના પર રે'મ છે ? ઉત્તર અરે દેતા નથી. ૧

નવ બેસવા આસન ધરો, નવ પાન સોપારી ધરો,
અવલોકતા અવળા ફરો, સ્હામું જરા જોતા નથી;
જળપાત્ર નિજ હાથે ભરી મ્હેલાં તમો સ્હામે ધરી,
વિવેકની દ્રષ્ટિ કરી પોતા અગર પીતા નથી. ૨

જળપાન વણુકહેવે કર્યું, અંતર અમારૂં હા ! બળ્યું,
ના ધ્યાનમાં આપે ધર્યું નરમાશમાં ન્હાતા નથી;
કૈં વાત જો કરીએ અમે પણુ સાંભળો ના તે ત્હમે,
ના બોલવું તમને ગમે કીરતારથી બ્હીતા નથી. ૩

દુઃખવાત તમ પાસે કહે ના રહેમ તમ હૃદયે રહે,
અમ આંખથી આંસુ વહે એ આંસુડાં લ્હોતા નથી;
ધનહીણુ શું હલકા અમે ? ધનવાન તે ઉંચા તમે ?
તમને સદા ચહીએ અમે, અમને તમે સ્હાતા નથી. ૪

અંધા બનો અભિમાનમાં ના વાત લ્યો કાંઈ ધ્યાનમાં,
છેવટ જવું શમશાનમાં પણુ ગર્વને તજતા નથી;
છે રંક રાજા હારમાં કીરતારના દરબારમાં,
કો ઉંચ નીચો ધાર માં જાુઠું અમે ગાતા નથી. ૫

[ સુન્દરીસુબોધ પુ. ૧૧ અંક ૧.] શંકરલાલ મગનલાલ પંડયા.

---

## ગમતું નથી.

હરિગીત.

ભોગી જનોના સંગથી રતિરંગથી રોગી બની;
શિરપર સહીને સર્વદા અવધિ પરાધિનતા તણી;
ઇચ્છી કુશળતા કુટુંબ જ્યારે દુસહ દુઃખ દમતું નથી,

એવી રીતે તો જગતમાં મરવું મને ગમતું નથી. ૧
વપુ વિમળનાં સહુ અવયવો નિઃશક્તિના અનુસંધથી,
કર્તવ્ય નિજ કરતાં અરે! અટકે બહુ દુઃખબંધથી;
આયુષ્યની પ્રતિકૂળતા લખિ કોઇ કમકમતું નથી,
એવી રીતે તો જગતમાં મરવું મને ગમતું નથી. ૨
પ્રતિદિવસ નિશિ પર્યંકના સેવન તણા સંતાપથી,
વ્યાકુળ તન આધ્યાત્મિકાદિ ત્રિવિધ તિક્ષણુ તાપથી;
નિર્માલ્ય મન શ્રી રંગ કેરા રંગમાં રમતું નથી,
એવી રીતે તો જગતમાં મરવું મને ગમતું નથી. ૩
બળ બુદ્ધિથી થળ થળ પ્રતિ નવ અચળ કીર્તિ કેળવી,
નિજ દેશ ભારત ભક્તની પદવી પવિત્ર ન મેળવી;
શિર સ્નેહથી નટવર તણે પદપંકજે રમતું નથી,
એવી રીતે તો જગતમાં મરવું મને ગમતું નથી. ૪
ચિંતા તણે ચકડોળ ચંચળ ચિત્ત નિત્ય ચડાવીને,
આરામ હરતા અમિત લક્ષ અવાજથી અકળાવીને;
જ્યારે અમલ ઉર ભજન ભવ્ય સુભુવનમાં ભમતું નથી,
એવી રીતે તો જગતમાં મરવું મને ગમતું નથી. ૫
નિર્દોષ શિશુ નિજ અંક ધરી પર્યંક પાસે સુન્દરી,
ઉભી રહી કરતી વિલાપ વિશાળ દગ વારી ભરી;
સર્વાંગ સ્નેહ અખંડનું સંકષ્ટ એ શમતું નથી,
એવી રીતે તો જગતમાં મરવું મને ગમતું નથી. ૬

[ ગુજરાતીનો દિવાળીનો ખાસ અંક. ] શંકર.

# જીવન વૃથા ગયું.

હરિગીત.

જન્મી અહીં સંસારમાં રે શું તમે લ્હાવો લીધો ?
નિજ સ્વાર્થ પ્રાપ્તિમાં જ જન્મારા તણો જો વ્યય કીધો ?
શું જીવનનું સાફલ્ય સઘળું સ્વાર્થમાં આવી રહ્યું ?
ના ના ભણે મુજ હૃદય આ સ્વાર્થી જીવન એળે ગયું. ૧

સામર્થ્ય હો, સૌન્દર્ય હો, સમૃદ્ધિ કે સામ્રાજ્ય હો,
બુદ્ધિ, વિદ્યા, કે કીર્તિ હો, કે ઈષ્ટસિદ્ધિ સર્વ હો;
ના ના નહિ કંઈ કામનું પ્રેમે ન જો દિવ્ય જ બન્યું,
પ્રેમ એક જ સત્વ સહુનું પ્રેમ જાતાં સહુ ગયું. ૨

જો સ્નેહિને જોઇ સુખી, તમ હૃદય સુખમય ના થયું,
જો દેખી દુઃખી અન્યને, તમ હૃદય દુઃખે ના દ્રવ્યું;
કદિ શબ્દથી–કદિ કર્મથી સુખ ના દીધું–દુઃખ ના હર્યું,
શા કામનું જીવ્યું તમારૂં ? જીવી જગમાં શું કર્યું ? ૩

કદિ પ્રેમથી બોલ્યા નહિ, કદિ પ્રેમથી ચાલ્યા નહિ,
કદિ પ્રેમમાં ડોલ્યા નહિ, કદિ પ્રેમમાં મ્હાલ્યા નહિ;
ધિક્કાર છે તો જીવનને, એથી વધારે શું કહું ?
ચાહ્યું કદિ નહિ કોઇને, જીવ્યું વૃથા તો તો ગયું. ૪

પ્રેમ સાચી દેવસેવા પ્રેમ એ ભક્તિ ખરી,
નહિ પ્રેમ સમ પૂજા બીજી પ્રેમે જ રાચે શ્રી હરિ;

પરમ ધર્મ જ પ્રેમ છે એ તત્ત્વ જો ના અનુભવ્યું,
જન્મ્યું, જીવ્યું કે ભોગવ્યું, સર્વે ખરે ધૂળમાં ગયું. ૫

[ ગુજરાતી ગઝલીસ્તાન ] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

## વિરામાવસ્થા.

ગઝલ.

પ્રભુનું નામ પ્યારૂં છે, તમે લ્યો તો તમારૂં છે;
અને ત્યાં આપણું એ છે, પ્રભુનું નામ જે લે છે. ૧
પ્રભુનું નામ બોલાશે, પછી ત્યાં આપણું થાશે,
અમારૂં ને તમારૂં એ, જૂદા શબ્દો તુટી જાશે. ૨
પ્રભુમાં ચિત્ત જો જાશે, સુખેથી ઐક્ય તો થાશે,
ગુણો એના બધા ગાશે, જીવન તેનું સફળ થાશે. ૩
પ્રભુનાં ગીતડાં ગાશે, ભવાબ્ધિ તે તરી જાશે,
તમારા ને અમારામાં, તણાતાં તે બચી જાશે. ૪
પ્રભુના ગુણુ જે ગાશે, પ્રભુમાં તે ભળી જાશે,
અહા ! એ દિવ્ય જ્યોતિમાં, લઘુ જ્યોતિ શમી જાશે. ૫

[ ગુજરાતી ગઝલીસ્તાન ] તકીલ.

## એ કોણ છે ?

સોહિણી ગઝલ.

આંસુડાં મારાં લુવે એ મૂરતિ કો’ કોણુ છે ?
ચાલે જીગર પાણી થઈ, રોકનારૂં કોણુ છે ?

જામો નિરંજન નામનો, હું પ્રેમનો ઘેલો ફકીર,
એ જ જામો એ ફકીરી ટાળનારૂં કોણ છે ?
છે દુનિયા ? તો નિત્ય હો, ના છે નહિ, તો શું જુઓ ?
છે ખરી ને છે નહિ : એનો દિવાનો કોણ છે ?
સાચો સદા છે પ્રેમ, જેશું દુનિયા બાંધી હરામ,
દુનિયા પ્રેમે નથી તો નીતિ રીતિ કોણ છે ?
દુનિયા પ્રેમે નથી, પણ પ્રેમની દુનિયા હજાર,
એ વિરિંચિ એ જ વિષ્ણુ: એ વિનાનું કોણ છે ?
એ જ મારૂં નામ, એની શોધમાં ગુલતાન તાન,
દુનિયા માનું ફના; એના વિના એ કોણ છે ?
એની મઝા અંતરૂ મને કે જાણે કોઈ પ્રેમી જન,
પામ્યો હું કે પામ્યો નહિ, એ પૂછનારૂં કોણ છે ?
એ જ આંસુમાં મણિ ! ભીની મીંચી રો' આંખડી,
ખોલનારાં દૂર રો' એ ઝાળ ઝીલે કોણ છે ?

[ ગુજરાતી ગઝલીસ્તાન ] મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

---

## બોધ.

---

ગઝલ.

ગુજારે જે શિરે ત્હારે, જગત્‌નો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે. ૧
દુનિયાની જૂઠી વાણી, વિશે જો દુઃખ વાસે છે;

જરાએ અંતરે આનંદ, ના ઓછો થવા દેજે. ૨
કચેરી માંહી કાજીનો, નથી હિસાબ કોડીનો;
જગત્ કાજી થઇને તું, વહોરી ના પીડા લેજે. ૩
જગત્‌ના કાચના યંત્રે, ખરી વસ્તુ નહિ ભાસે;
ન સારા કે નઠારાની, જરાએ સંગતે રૂહેજે. ૪
રહેજે શાંતિ સંતોષે, સદાએ નિર્મળે ચિત્તે;
દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિ કહેજે. ૫
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં, તેને તજી દેજે;
ઘડી જાયે ભલાઇની, મહાલક્ષ્મી ગણી લેજે. ૬
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરૂં એ સુખ માની લે;
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે. ૭
કટુ વાણી સુણે જો કોઇની, વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે, મુખે ના ઝેર તું લેજે. ૮
અરે! પ્રારબ્ધ તો ઘેલું, રહે છે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદિ રૂહેજે. ૯
અહો! શું પ્રેમમાં રાચે, નહિ ત્યાં સત્ય પામે તું;
અરે! તું બેવફાઇથી, ચઢે નિંદા તણે નેજે! ૧૦
લહે છે સત્ય જે સંસાર, તેનાથી પરો રૂહેજે;
અરે! એ કીમિયાની જો, મઝા છે તે પછી કહેજે. ૧૧
વફાઇ તો નથી આખી, દુનીઆમાં જરા દીઠી;
વફાદારી બતાવા ત્યાં, નહિ કોઈ પળે જાજે! ૧૨
રહી નિર્મોહી શાંતિથી, રહે એ સુખ મોટું છે;

જગત્ બાજીગરીનાં તું, બધાં છલબલ જવા દેજે. ૧૩
પ્રભુના નામનાં પુષ્પો, પરોવી કાવ્યમાળા તું;
પ્રભુની પ્યારી ગ્રીવામાં, પહેરાવી પ્રીતિ દેજે. ૧૪
કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઇ ?
નિજાનંદે હમેશા બાલ મસ્તીમાં મઝા લેજે. ૧૫
[ કાવ્ય માધુર્ય. ] બાળાશંકર ઉલ્લાસરામ.

---

## મૃત્યુવશ મૃગ.

સોરઠો.

" મૃત્યુવશ છું આજ, જીવ અરે ! જાતો નથી,
" દૃષ્ટે પડતાં કાજ, આગળ પાછળનાં બધાં." ૧

શિખરિણી

" અહો આ ઉદ્યાને અવર મુજ સમ ન્હૈં નિરખતો,
" ખરે આ મધ્યાન્હે નિડર થઇ ક્રીડા કરી રહ્યો;
" હતાં માન્યાં મ્હારાં તરણુ જળ ને આ મૃગલીઓ,
" અને તેનો ભોગી અવર અવનિમાં નવ હતો. ૨
" સ્વછંદે આનન્દે અધિક રસકંદે રમી રહ્યો,
" વળી નારી વૃન્દે નવિન સુખ કંદે ગળી ગયો;
" કુદંતો ખેલંતો મદમત ભરી ગેલ કરતો,
" લીલા અંકૂરોના રસભરિત કૈં ગ્રાસ ભરતો. ૩
" અહીં આ વાડીમાં અવર મૃગ આવી નવ શકે,

" શિશુ ન્હાનાં મ્હોટાં નવ ફરી શકે આ વન વિશે;
" ઘણાં માર્યાં મ્હારા કૃપણુ નિજ સ્વાર્થી ઉર વિશે,
" મૃગોને સંહાર્યાં અવનિ તળ ઢાળ્યા બહુ બહુ. ૪
" નહિ રૂહેવા દીધા મુજ વિભવમાં લુંટ કરતા,
" પ્રિયાના ટોળામાં ઘણીક તરૂણી દાખલ કરી;
" પછી પ્રીતિ ભીતિ જબરદસ્તીથી વશ કરી,
" કહું કે ચાહુ છું જીગર કંઈ ચાહે નવ નવું. ૫
" ન ચાહે એ મુને પણ નહિ વિખૂટી જરી કરૂં,
" રમાડી રીઝાવી વળી કંઈ વિસારી મૃગલીઓ;
" નસાડી ખીજાવી વળી કરી પૂરી ઝુરી મરવા,
" નિશંકે ઉમંગે મનમથ તણી સેવ કરતો. ૬
" નહિ ભીતિ નીતિ નવીન જ રીતિ એ પ્રણયની,
" અહો ! આવી રીતે વન ઉપવનમાં પરવર્યો;
" અને મૃત્યુ જેવી ગલત નહિ વાતો મહિં પડયો,
" હતો એ મસ્તીમાં યુવતી યુથમાં આંહિ જ અહો ! ૭
" શિકારીને હાથે અરર ! શરઘાથી અહિં પડયો,
" અહો ! આ શું ? આ શું ? રૂધિર સઘળેથી વહી જતું !
" અહો ! આ શું ? આ શું ? જીવન જળમય થૈ સરકતું !
" ગઈ ગોળી ચાલી વ્રણ પણ પડ્યા બહુ વિષમ તો; ૮
" કરી ઝોળી લીધો અવર ક્ષણ ન્હેલાં મલપતો,
" અહો ! આ શું ? આ શું ? યવન જૂથ મારા ભણી ધસ્યું;
" અહો ! આ શું ? આ શું ? મૃગલીયુથ પાછું ક્યમ વળ્યું ?

સોરઠો.

"હતી હાથમાં વાત, જાવા દીધી તે તકો;
"પડ્યો શિકારી હાથ, હાય! હવે કંઈ નવ બને."

શિખરિણી.

"મને થોડા દી'થી અધિક તરકો કૈં મુંઝવતા,
"અને એની સાથે નવ નવ વિચારો ઉપડતા;
"કહે છે કે પ્રેમી અવર દુઃખ દેખી નવ શકે,
"પરાઈ પીડામાં નિજ શરીર તે અર્પણ કરે.
"નહિ આશા રાખે બીજી નિજ ઇચ્છા પૂર્ણ કરતાં,
"નહિ યાચે ઇચ્છે વિષમ દુઃખ છોને પજવતાં;
"લુંટાવે પોતાનું ન લુંટી શકે સ્વાતંત્ર્ય વળી એ-
"જનોનાં હૈયાંમાં વ્રણ પણ કદીએ નવ કરે.
"કહે છે કે પ્રેમી શુરવીર તણી શુદ્ધ પ્રતિમા,
"હજારો ખડ્ગોમાં અડગ ટકી રે' ન્યાય થડમાં;
"દબાવી દે જુસ્સા, અવરપર ના ક્રોધ કરતો,
"સુધારી લે ભૂલો પરપર નહિ રોષ ધરતો.

દોહરો.

"દાઝ્યા વિણુ લાગે નહિ, વ્રણુ વિણુ વ્યથા ન થાય;
"જો પ્રભુ આપે પ્રેમ-બળ, થયું અન્યથા થાય.

લલિતછંદની રાહ.

"અહહ! પાપ મેં બહુ પ્રભુ કર્યાં, અરર! જ્ઞાન આ શું સ્મશાનનું!
"હવે અરે! મને સાંભરે બધું, નવ હતું અરે! સુખ ત્યાં જરી.

" મથી મથી મુઓ પ્રેમ પોષવા, અરરર! શું મળે મૃગજળો વિશે ?
" અર્ચ્યું મેં હશે તો જરી જરી, અરરર! મેં લીધું સૌનું સામટું.
" જન હૃદય વિશે ઇશ તો વસે, અરરર! મેં હુલ્યા કૈં મસે મસે!
" વ્રણુની વેદના કારમી ખરે, વ્રણુ કર્યા તયે જાણ્યું ના હતું!!
" ગોળીના સમું દુઃખ થતું હશે, શૃંગ મારતાં જાણ્યું ના હતું!!
" ચર્મ આ ત્રુટે વ્રણુ ચિરાય છે, હૃદય ચીરતાં જાણ્યું ના હતું!!
" નથી નથી ભર્યાં આ શરીરમાં, શુદ્ધ સત્વનાં કાંઇએ અણુ!
" ભક્ષ માહરો જે અરે! કરે, મ્લેચ્છ બુદ્ધિથી મ્લેચ્છ અવતરે!
" નિજ જનો મને દૃષ્ટિએ પડે, કર પ્રસારીને માફી માગું હું;
" અરરર! જો પ્રભુ! બે પળો મળે, રૂધિર આ થકી ધોઉં જનપદો!
" પણુ પ્રભુ હવે એટલું ચહું, ચર્મ માહરૂં પ્રેમી પાથરે,
" અવર સૌ વૃથા ચિત ન અન્યમાં, ખરૂં વૃથા થશે પુનરજન્મમાં."

દોહરો.

હરણી તરણી નાથ છે, કરણી તરણી સાર;
પરણી ઘરણી હ્યાં રહી, સરણી તું કિરતાર.

[કાવ્ય માધુર્ય] રૂપશંકર ઉદયશંકર ઓઝા (સંચિત)

---

## મહાત્મા મૂળદાસ.

---

શાર્દૂલવિક્રીડિત.

તારાના ઝુમખાવતી રજનિનો અન્ધાર દેખાય છે,
શાન્તિ છે સહુ સ્થાનમાં પણુ અહીં કુવા કને કોણુ છે ?

ઓહો ! કોણુ હશે અહીં વનમહીં નિશ્વાસ આ મૂકતું,
જેના શબ્દથી વૃક્ષથી ઘુવડ આ ઘૂઘૂ કરી ઉડતું ? ૧

અનુષ્ટુપ.

સ્ત્રી છે તે દુઃખિયારી કો, જીવવું ગમતું નથી;
આવી છે આ કુવામાંહી, પડીને દેહ પાડવા. ૨

વસન્તતિલકા.

બોલી ન કાંઈ પણુ ઉભી નવાણુ પાસે,
કુવા મહીં નજર એ સુખથી કરે છે;
સૌન્દર્ય કે મરણુના મુખમાં હશે શું ?
હા ! કાંઈ એ તડફશે મરતાં નહિ શું ? ૩

અનુષ્ટુપ.

દૃઢ સંકલ્પથી ના શું, હૈયું હામ ધરી શકે ?
અન્ધારામાં બ્હીનારૂં તે, કુવામાં સુખથી પડે. ૪

વસન્તતિલકા.

હાં હાં ! થયો પણુ ધ્વનિ કંઈ પાસ તેની,
ને હસ્ત કો પુરુષના કરથી ઝલાયો;
એ બાઇ બોલી: " નવ કૈં તુજને નડું હું,
માલેક છું મુજ શરીરની ભાઈ જા તું." ૫

અનુષ્ટુપ.

કુવાથી દૂર ખેંચીને, બાઇને પુરુષે કહ્યું;
" સાંભળી લે જરા બાઈ, ફાવે તે કર તું પછી ! ૬

શાર્દૂલવિક્રીડિત છંદ.

" માલેકી તુજ ઝિન્દગી તણી અરે ! તું એકની હોય ના,

"ભાગી કૈંક હશે અને નહિ હશે ત્હોયે થયું શું ભલા?
"જેનું કોઇ નહિ અરે! જગત આ આખુંય તેનું નકી,
"ને જેનું જગતે જરૂર જગનું પોતાનું કોઇ નહિ." ૭

અનુષ્ટુપ.

નમી તે બાઇ પિછાની, બાવા એ મૂળદાસને;
આંખમાં અશ્રુ આવ્યાં, ને બોલી ધીમે ઉભી થઈ. ૮

લલિત.

"જીવિત આ થયું છે મને કટુ, મરણની ન કાં ઔષધિ લઉં?
"ન મુજ વિશ્વને વિશ્વની ન હું, દિલ ન મૃત્યુથી આ નિવારવું?" ૯

અનુષ્ટુપ.

કહે બાવો "અરે! કાંઈ, વાત તો દુઃખની હશે?
"જડે ના માર્ગ કાંઈ તો, કોઇને પૂછવું ઘટે." ૧૦

મંદાક્રાન્તા.

"શું બોલું હું? નથી કંઈ રહ્યો સાર એ વાત માંહી,
"હું જીવું તો મુજ પ્રિય મરે એ જ છે વાત મ્હારી!
"શાને રોકો? વખત વહતો ઠેરશે ના જનારૂં!
"શું બોલું રે? કહીશ કદિ ના પાપ વ્હાલા તણું હું." ૧૧

અનુષ્ટુપ.

"પાપીને પાપ કીધાથી, પાપમાં વધુ નાંખ તું,
"કહે સાચું અરે! બાઈ, મરવા તો નહિ દઉં." ૧૨

શાર્દૂલવિક્રીડિત.

"હું તો છું વિધવા અને કુળ વળી છે નીચ મ્હારૂં પિતા!
"રે! રે! એક વણિક જોઈ મુજને કંઇ મોહમાંહી પડ્યો;

"સાથે કૈંક દિનો ગયા જગત કૈં તે જાણતું ના હતું,
"કિન્તુ પાપ તણો ભરાઇ ફૂટતો બાપુ! ઘડો આખરે. ૧૩

અનુષ્ટુપ.

"ગર્ભવતી થતાં હું તે, પાડોશી સમજી ગયાં;
"ન્યાયને બારણે તેથી, મ્હારે તો ચડવું પડ્યું. ૧૪

વસન્તતિલકા.

"કાલે થશે જરૂર રે! ઇનસાફ તેનો,
"ને નામ એ વણિકનું ક્યમ દેઉં હું તો?
"એ બોલતાં જરૂર એ નવ જીવ રાખે,
"એનું થતાં મરણ હું, ક્યમ જોઉં આંખે? ૧૫

અનુષ્ટુપ.

"ગર્ભનું બાળ અને હું, તેથી, બાપુ! મરી જશું;
"જીવવાને કહેશો ના! શું છે ના મરવું ભલું?" ૧૬

શાર્દૂલવિક્રીડિત.

વિચારી મૂળદાસ આમ વદતો ધીમે દયાથી ગળી:
"ના ના બાઇ મરીશ ના, જીવિતનો છે માર્ગ ખુલ્લો અહીં;
"જે દીવો નવ બોલવાય કદિ તે ફૂંકે ન બૂઝાવવો,
"લેજે તું મુજ નામ ને થઇશ હું સુખે પિતા બાળનો." ૧૭

અનુષ્ટુપ.

"અરેરે! કેમ એ થાશે? ત્હમારૂં નામ શેં લઉં?
"કેમ હું કૂડનો ડાઘો, ત્હમારી કીર્તિને દઉં?" ૧૮

શાર્દૂલવિક્રીડિત.

"કીર્તિને સુખ માનનાર સુખથી કીર્તિ ભલે મેળવો,

" કીર્તિમાં મુજને ન કાંઈ સુખ છે, ના લોભ કીર્તિ તણો;
" પોલું છે જગ ને નકી જગતની પોલી જ કીર્તિ દિસે,
" પોલું આ જગ શું થતાં જગતની કીર્તિ સહેજે મળે. ૧૯
" એ પોલાણ ત્યજી જનાર કદિએ કીર્તિ ન પામી શકે,
" લોકોની અપકીર્તિમાં હૃદયની સાચી જ કીર્તિ વસે;
" એવું કીર્તિ તણું મહત્ત્વ કદિએ લોકો ન જોઇ શકે,
" દેખે નેત્ર ભલે પરન્તુ ગ્રહણે ના સૂર્ય ઝાંખો પડે. ૨૦

અનુષ્ટુપ.

" તુચ્છ એ કીર્તિને માટે, ના ના ખૂન થવા દઉં;
" સહેશે સુખથી ડાઘો, નામ આ મૂળદાસનું." ૨૧

વસન્તતિલકા.

તે બાઈના હૃદયનાં પડ ઉઘડ્યાં સૌ,
આભારની છલકમાં દિલ ભાન ભૂલ્યું;
જોઇ શકી ઝલક સૂર્યની ડાઘ માંહી,
કૈં પામતા મહત એ દિલની પ્રસાદી. ૨૨

અનુષ્ટુપ.

થયાં એ બેય જૂદાં, ને ઈન્સાફે થઈ ગયો;
મહાત્મા જૂઠ બોલ્યા ને સ્ત્રી સાથે વનમાં રહ્યો. ૨૩

મંદાક્રાન્તા.

હાહાકાર થઇ રહ્યો દિવસ તે આખો બધે ગામમાં,
ઘેરે ઘેર થતી હતી મશકરી ને વાત બાવા તણી;
તેને જે પૂજતા હતા જન સહુ ધિક્કાર તે આપતા,
ભિક્ષાં એ નવ માગતાં મળતી ને ભૂખે દિનો કૈં જતા. ૨૪

અનુષ્ટુપ.

ભાઈ ને બ્હેન જેવાં એ, બાવો ને બાઇ એક દી;
મઠમાં એ જ બિનાની, વાત કૈં કરતાં હતાં. ૨૫
કોઈ તે સુણતું'તું, ને હર્ષાશ્ચર્ય વિષે પડ્યું;
ને એ બોલી ગયું ધીમે, "સત્યનો બેલી છે પ્રભુ." ૨૬

માલિની.

ચણભણ પછી ચાલી વાત કૈં ગામ માંહી,
જનહૃદય પડ્યાં સૌ કાંઇ શંકા મહીં ને;
જનપદ ફરી લાગ્યા આવવા તે જગાએ,
ભજન પણ ગવાતાં રાત્રિએ ત્યાં ફરીને. ૨૭

અનુષ્ટુપ.

અન્ધારે સત્ય ડૂબ્યું તે, આવતું તરી આખરે,
પરન્તુ કાંઇએ તેની, ચિન્તા ના મૂળદાસને! ૨૮

[કલાપીનો કેકારવ.] કલાપી.

---

## બિલ્વમંગળ.

---

મંદાક્રાન્તા.

છુપી ઉંઘે ઘન પડ મહીં તારલા વ્યોમ અકે,
નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખુંય લે છે;
ને રૂપેરી શ્રમિત દિસતી વિજળી એક સ્થાને,
સૂતી સૂતી હસતી મધુરૂં સ્વપ્નમાંહી દિસે છે. ૧

આવી રાતે ધ્વનિ કરી મહા શ્યામ વ્હેતી યમુના,
ત્હેના વ્હોળા જળ ઉપરની ભેખડે કોણુ છે આ ?
કૂદી નીચે જળ સમીપ તે માનવી આવી ઉભું,
ને શોધે છે કંઇ પણુ કશું હાથ તેને ન આવ્યું. ૨
એવામાં ત્યાં શબ જળ પરે કોઈ આવે તણુાતું,
હોડી તેને સમજી જલદી જોરથી ઝાલી લીધું;
ને આ ચાલ્યો પુરુષ તરતો ઉપરે તેની બેસી,
હર્ષે બોલ્યો: “ પ્રિય નક્કી થશે આજ તો આશ પૂરી. ” ૩
ત્યાં તો અભ્રે ધવળ ભડકા વિજળીએ કર્યા શા,
તેથી સર્વે તરૂ નદી અને પ્હાડ તેજે છવાયાં;
ગાજી ઉઠ્યું ચમકી વન આ મેઘની ગર્જનાથી,
નિદ્રામાંથી મયૂર ટહુક્યા હર્ષથી જાગી ઉઠી. ૪
છો ઉઠીને મયૂર ટહુકે પ્હાડ ગાજે ભલેને,
તેમાંથી તે મગજ નરનું કોઇથી એ ન જાગે !
દૃષ્ટિ તેની શબપર હતી તોય જોઇ શકે ના,
છોને આખું જગત સળગી વિજળીથી બળે આ ! ૫
તેની પત્ની હૃદય વિભૂતિ સ્નેહની જે સરિતા,
તેની પાસે જીગર ઘસડી જાય છે લેઈ હાવાં;
આલેખાયું હૃદયપટમાં ચિત્ર વ્હાલી તણું છે,
અંગોમાંથી જીવન સઘળું ત્યાં જ આવી રહ્યું છે. ૬
દોરાતો આ પ્રિય જન કને આમ આશા ધરીને,
પ્હોંચી ઉભો શબ ઉપરથી ઉતરીને કિનારે,

પાસે મૂકી મૃત શરીરને મસ્ત પ્રેમી વદે છે:
"દીવા મ્હારી પ્રિય સખી તણા ઓરડાના દિસે તે." ૭
અન્ધારામાં ત્વરિત પગલે ડોલતો ચાલતો આ,
આવી પ્હોંચી પ્રિય ગૃહ કને જોઇ ઉંચે ઉભો ત્યાં;
ગોખેથી ત્યાં લટકી ઝૂલતું કાંઈ દોરી સમું છે,
ઝાલી તેને ઉપર ચડીને ગોખમાંહી ઉભો તે. ૮
દીઠી તેને હૃદય ધડકે જેમ ચીરાઇ જાતું,
દીઠી તેને અવયવ બધાં પિગળી જાય છે શું;
દીસે તેને ચકર ફરતો કંપતો ઓરડો એ,
કામી પ્રેમી અનિમિષ રહી પ્યારીને નિરખે છે! ૯
"જોઈ લેજે ફરી ફરી સુખે પ્રેમનું સ્થાન પ્રેમે,
"આવી મીઠી સુખની વખતે હોય કાલે પ્રભાતે;
"આવી પ્રીતિ તુજ ન વખતે હોય કાલે પ્રભાતે,
"આ આશાનું મધુર સુખ તો આજ ઉડી જ જાશે. ૧૦
"જોઇ લેજે ફરી ફરી ભલે દૂરથી જોઈ લેજે,
"ઈચ્છે તેવું સુખ અનુભવી આજની રાત લેજે;
"તારે માટે દિવસ ઉગતાં કાંઇ જુદું જ ભાગ્ય,
"તારો નિર્મ્યો કરૂણ પ્રભુએ કાંઇ જુદો જ માર્ગ. ૧૧
"જોને તારી યુવતિ રમણી શાન્ત નિદ્રસ્થ આ છે,
"ને વેલીશું શરીર સુખમાં શાન્ત શૈયા પરે છે;
"નિદ્રા મીઠી કર સુખભર્યાં ફેરવે છે કપાળે,
"શું મૃત્યુથી કબજ થઈ ને અંગ સર્વે ઢળ્યાં છે! ૧૨

" નિદ્રાનું આ સુખ ત્યજી દઇ ઉઠીને સુન્દરી તું,
" ચાંપી લેને હૃદય હૃદયે મિત્રનું સુન્દરી તું;
" એ હૈયાનો રસ તુજ પરે ખૂબ વર્ષી રહ્યો છે,
" રાત્રિના બે પ્રહર સુખમાં પૂર્ણ માણી હવે લે ! ૧૩
" આ રાત્રિમાં તુજ પ્રિય કને મીઠડાં ગીત ગાવા,
" તારી તેની જરૂર કરવી આજ તો તૃપ્ત આશા;
" તારે કાંઇ મધુર સુખમાં આજ છે ઝૂલવાનું,
" કાલે તો કો નવીન સુખના સિન્ધુમાં ડૂબવાનું." ૧૪
પેલો કામી પુરુષ હજુ ત્યાં ગોખમાંહી ઉભો છે,
તેનાં કામી પ્રણુયી નયનો પ્રેમીને નિરખે છે;
ત્યાં દીવામાં ચડચડી મર્યું એક ભોળું પતંગ,
જોવા લાગ્યો સ્થિર નયનને ફેરવી ત્યાં યુવાન ! ૧૫
બોલી ઉઠચો: "અહહહ પ્રભુ ! સ્નેહની આ દશા શી ?
"ઓહો કર્ત્તા ! તુજ કરણીમાં આવી તે ક્રૂરતા શી ?
"પ્રેમી ભોક્તા પ્રણુયી હૃદયે ભોજ્યની પાસ આવે,
"તે ભોક્તાનું જિગર કુમળું ભોજ્ય તે કેમ બાળે ? ૧૬
"કાંઇ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં,
"ને કૈં તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં;
"બાળી દે લો પ્રિય સખી મને !" એટલું બોલી દોડી,
સૂતેલીના હૃદયસહ તે ધ્રૂજતી છાતી ચાંપી ! ૧૭
જાગી બોલી ચમકી લલના "જીવના જીવ મારા !
"શું અત્યારે તુજ સખી કને આમ આવ્યો જ વ્હાલા ?"

ને બન્ને એ હૃદય ધડક્યાં સાથ સાથે દબાઇ,
ભાને ભૂલી પ્રણયથી સુખીયાં શાંત પામ્યાં સમાધિ. ૧૮
આ બન્નેની દ્દઢ ક્ષણ મહીં છૂટશે ગ્રંથી હાય!
કેવો મીઠો સમય સુખનો તોય કેવો ક્ષણિક?
જૂનાં થાતાં મધુર સુખડાં ચિત્ત શોધે નવાંને,
ને આશામાં વખત સઘળો આમ પ્રેમી ગુમાવે! ૧૯
સ્થાયી ક્યાંએ સુખ નવ મળે, સ્થાયી આશા ન ક્યાંએ,
રે! સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે;
ને આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના?
રે! તોયે સૌ હૃદય ધરતાં તૃપ્તિની કેમ આશા? ૨૦
જે છે તે છે સુખ દુઃખ અને તૃપ્તિ આશા અહીં તો,
જે પામો તે અનુભવો સુખે સ્નેહી લેજો તમે તો;
સંયોગીઓ સુભગ દિલડાં તૃપ્તિનું આજ લ્હાણું,
ઉઠો ઉઠો અતિ સુખમહીં ભાન ના ભૂલવાનું. ૧૨
ધીમે અર્ધી રવિકરવતી પોયણી જેમ ખીલે,
બન્ને તેવી મૃગનયનોની આંખડી ઉઘડે છે;
એ આંખો તો પીયૂષ પિયુના અંગને લેપી દેતી,
એ આંખોથી વશીકરણશી પ્રેમ મૂર્છા વહેતી! ૨૨
ને ઘેરાતા નયન પીયુના ઉઘડ્યા દીર્ઘ સ્નિગ્ધ,
અર્પી દેતા હૃદય પ્રિયના પાદમાં જેમ હોય;
પી લેઈ ને શરીર પ્રિયનું નેત્રથી નેત્ર ચોંટ્યાં,
મીઠા ભાવે રતિમય તહીં પૂર્ણ સત્કાર પામ્યાં. ૨૩

એ દૃષ્ટિના અમીઝરણુમાં ગાન દૈવી ગવાતું,
બન્ને આત્મા રસમય થતાં ઐક્યનું પાન થાતું;
એ દૃષ્ટિમાં લય થઈ ગઇ વિશ્વની સૌ ઉપાધિ,
વ્હેળા વ્હેતી સતત ગતિએ તેમ ત્યાં સ્થંભી ઉભી. ૨૪
ના ના રે રે ! વખત નદ તો જાય ચાલ્યો સપાટે,
તે રોકાતો પળ પણ નહિ પ્રેમીના કાર્ય માટે;
બિચારાની સફળ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી,
ઓહો ! એ તો જલદી જલદી આવી કે ઉડી જાતી. ૨૫
જ્યારે બન્ને રસમય દિલો સાથ સાથે દબાયાં,
ત્યારે તેના ગૃહ ઉપર કૈં વાદળાં દોડતાં'તાં;
ને હાવાં તે ઘનદલ સહુ વિખરાઇ ગયાં છે,
તારા સાથે શશી ચળકતો પશ્ચિમે ઉતરે છે. ૨૬
ઓહો ! મીઠું જરૂર દિસતું તૃપ્તિનું આજ લ્હાણું,
કેવું ઘેલું કુદી કુદી ઉડી ગીત ગાતું ચકોરૂં;
કેવાં નાચી પ્રતિ વિચી ઉરે ચંદ્રનું બિમ્બ ધારે,
ને વાયુના અધર ફરકે પુષ્પના ઓષ્ટ સાથે. ૨૭
હિમે ઢાંક્યાં ગિરિવરતણાં શૃંગ શૃંગે શશી છે,
ને ગુલ્મોના પ્રતિ ફૂલ ઉરે ભૃંગ બાઝી રહ્યા છે;
આજે ક્યાંએ વિરહ દુઃખનાં મ્લાની કે અશ્રુ છે ના,
ક્યાં એ છે ના જગત પરની સર્વ વ્યાપી કટુતા. ૨૮
પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાંશી,
જે જોઇને કલરવ કરી ઉડતાં કૈંક પક્ષી;

પીયુ સાથે શયન કરતી સાંભળી સુંદરી તે–
બોલી–"મ્હારા પ્રિયતમ ! ગઈ રાત્રિ ચાલી અરેરે !" ૨૯
આહા ! અન્તે જનહૃદયને બોલવાનું અરેરે !
કંપી રહેતાં જિગર સુખમાં ઉષ્ણ નિઃશ્વાસ આવે;
આંસુડાં જ્યાં નયન પરથી હર્ષનાં ના સુકાયાં,
ત્યાં તો નેત્રો દુઃખમય બને આંસુની ધારવાળાં ! ૩૦
ચોંટી મ્લાની પિયુ હૃદયને સાંભળી તે "અરેરે !"
ને અંગોમાં દુઃખમય અરે ! મ્લાનીની સુસ્તી આવે;
ફેંકી દૃષ્ટિ અતિ દુઃખભરી પ્યારીના નેત્ર સામે,
જે દૃષ્ટિમાં દુઃખમય અમી વ્હાલ વર્ષી રહ્યું છે. ૩૧
બન્ને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભાં,
ભારે હૈયે કુદરત તણું શાંત સૌન્દર્ય જોતાં;
ઉગે છે ત્યાં જળહળ થતો પૂર્વમાં લાલ ગોળો,
નાચી રૂહે છે કિરણ સલિલે રેડતા રંગ રાતો. ૩૨
"કેવું વ્હાલા ખૂબસુરત છે વિશ્વનું રૂપ ભવ્ય ?
"નાચે કેવો સુખમય તહીં ઢેલ સાથે મયૂર ?
"અશ્રુ ઝીલે પ્રિયતમ કને હેતથી તે મયૂરી,
"ને તે દે છે મયૂર પ્રણુયી પ્રેમની ચીસ પાડી: ૩૩
"ચુંબી અશ્રુ તુજ પ્રિય સખે ! ગાલથી લુછી નાંખું,
"જાવું ના ના મુજ સહ રહે, એટલું નાથ યાચું;"
બોલી એ ત્યાં નજર યમુના તીર પાસે પડે છે,
ને ત્યાં પેલું શબ નિરખતાં નાથને એ પૂછે છે: ૩૪

"જોને વ્હાલા! મૃતશરીર કો કેમ ત્યાં છે પડેલું?
"રે રે! શું ના જગતપર છે કોઈ એ મિત્ર તેનું?
"રોવા તેને જગપર નથી કોઇ ના દાહ દેવા!
"વ્હાલા! તેનું સુખમય હશે મૃત્યુ કેવું થયું હા!" ૩૫
જોઈ તેને પ્રણયી વદતો શાંત ગમ્ભીર વાણીઃ–
"હું આવ્યો છું ઉતરી યમુના રાત્રિએ હોડી માની;
"વ્હાલી! તે એ શબ જરૂર છે, મિત્ર તેનો બનું હું,
"ચાલો તેને નદીતટ જઈ અગ્નિનો દાહ દેશું." ૩૬
આભારે કે પ્રણયી ઉભરે શિષ નીચું નમાવે,
ને પ્યારાના હૃદયસહ એ સુન્દરી ગાલ ચાંપે;
ત્યાં તો "વ્હાલા! સરપ લટકે ગોખની બારીએ છે,"
બોલી એવું કૂદી પડી નીચે સુંદરી ગાભરી એ. ૩૭
જોઇ તેને પ્રિયતમ કહે ઉરથી ઉર ચાંપી,
"આવ્યો હું તો ઉપર ચડી એ સાપને દોરી માની!"
સુણી આવું ચકિત થઇને મૂક વિચારતી કે–
ચિંતાવાળા સજળ નયને સ્વામીને જોઇ રહેતી. ૩૮
ત્યાં હોલાયે છત ઉપરથી ઝુલતો એક દીવો,
હાંડીમાંથી સરકી નિકળ્યો ધુમ્રનો શ્યામ ગોટો,
તે જોઇને દઢ થઈ જરા ઉચ્ચરે આમ શ્યામા,
"મારા વ્હાલા! સુર! હૃદયથી દાસ તું ઇશનો થા! ૩૯
"ફાની છે આ જગત સઘળું અંત આ જીવવાને,
"જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાં એ;

" શોધી લેને પ્રિય પ્રિય સખે ! સર્વદા જે રહે છે,
" આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને ! ૪૦
" હું તારી ને મુજ પણુ સખે ! પ્રેમી આ દિલ તારૂં,
" તે જાણીને હૃદય મમ તો આજ ચીરાઇ જાતું;
" તારૂં તે ના તુજ રહી શકે તૂટશે સર્વે મારૂં,
" માટે છોડી 'તુજ' 'મુજ' હવે દાસ થા ઈશનો તું. ૪૧
" આ દીવો જો તુજ ગૃહ બધું તેજથી પૂરી દેતો,
" દીપ્તિહીણો તિમિરમય છે ધૂમ્રનો અંત તેનો;
" ભોળા તારા હૃદયસહ આ પ્રેમનું જે શરીર,
" તે તો વાયુ વતી ઉડી જતી આખરે અંત ખાક ! ૪૨
" શું છે હુંમાં ? સુખરૂપ તને દેહ આ ના થવાની,
" વ્હાલા ! તેને મરણ પછી તો કાષ્ટમાં બાળવાની;
" ટેકો જ્યારે તુજ હૃદયને કોઈ ક્યાંએ ન રૂહેશે,
" રોતાં ત્યારે જીવિત સઘળું પૂર્ણ તે કેમ થાશે ! ૪૩
" તૈયારી તું પ્રિયતમ કરી મૃત્યુની લે અગાડી,
" ને મારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી;
" તોડી ભીંતો તિમિરગઢની દિવ્ય સ્થાને ઉડી જા,
" ને તે માટે સુર ! હૃદયથી દાસ તું ઈશનો થા ! ૪૪
" તેં શિખાવ્યો રસ ઉર ભરી પ્રેમ સંસારનો જો,
" દોરી જા તું મુજ ઉર હવે દૂર સંસારથી તો,
" શું શિખાવું શિખવ મુજને પ્રેમ વૈરાગ્યમાં તું,
" જાગી ચેતી ઉઠ ઉઠ હવ ઉંઘ વા સર્વદા તું !" ૪૫

ઉંડું ઉંડું હૃદય ઉતરી સાંભળી આ રહ્યું'તું,
ને પ્રેમીના મગજ ઉપરે ઉષ્ણુ લોહી ફરંતું;
નિદ્રામાંથી દિવસ ઉગતાં ઉઠતો જેમ હોય,
રાતું તેનું મુખ ત્યમ દિસે શાન્ત ગંભીર ભવ્ય! ૪૬

દૃષ્ટિ ફેંકી પ્રિય મુખ ભણી પ્રેમ ઔદાર્ય ભીની,
બોલ્યો વાણી ગદ ગદ થઈ મેઘની ગર્જનાશી:–
"રે કલ્યાણી! સખી! ગુરૂ! પ્રિયે! પ્રેમની દિવ્ય જ્યોતિ!
"તારે પંથે વિહરીશ હવે જાળ જંજાળ તોડી! ૪૭

"સંસારીને શિખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
"ને અંતે હું મરીશ સુખમાં ઇશનું નામ બોલી;
"ચાલો ચાલો નદી તટપરે ઝુંપડી બાંધશું ને–
"વ્હાલા મ્હારા પરમ પ્રભુનાં ગીત ગાશું જ પ્રેમે! ૪૮

"શૃંગારી આ હૃદય તુજ ક્યાં? શાન્ત વૈરાગ્ય તે ક્યાં?
"સંસારી આ તુજ હૃદયમાં જ્ઞાનનું ઉગવું ક્યાં?
"શું વિચારૂં? મુજ હૃદય તો બાવરૂં આ બને છે,
"શું વિચારૂં? મુજ હૃદયમાં આંસુડાં ઉભરે છે? ૪૯

અનુષ્ટુપ.

"જન્મ ને જીવન કૃત્યો, છે આકસ્મિક સૌ અરે!
"પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિહાથ છે. ૫૦
"કરૂં છું ને કર્યું છે મેં જૂઠું એ અભિમાન હા!
"કરી તે શું શકે પ્રાણી આ અનંત અગાધમાં?" ૫૧

દ્રુતવિલંબિત.

પણ પિયુ કરમાં લટકી પડી,
"નહિ પિયુ" લવતી રહી સુંદરી!
પિયુ રહ્યો મુખ એ નિરખી અને-
જળ તણી ઝરી પાંપણુને ભરે! ૫૨

[ કલાપીનો કેકારવ. ] કલાપી.

---

## જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે.

હરિગીત.

લેતો હતો આરામ હું પાસે પ્રિયા બેઠી હતી,
કૈં ઊર્મિઓ ઉરની મીઠી ધીમે ધીમે કહેતી હતી;
મુજ ઉરના એ ઉભરા આનંદથી ઝીલતી હતી,
લ્હાવા અનેરા જીવનના દેતી હતી–લેતી હતી. ૧

સદ્દભાગ્ય શું ? આથી વધુ આ વિશ્વમાં બીજું હશે?
સાફલ્ય શું આ જીંદગીનું સ્નેહ સુખમાં ના વસે?
આજે અહો! આનંદમય મન ધન્યતા શી અનુભવે?
સદ્દભાગ્ય છે, સાફલ્ય છે, જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે. ૨

[સાંજ વર્તમાન તા. ૧૨–૯–૧૦] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# પ્રેમની અનિવાર્યતા.

ગઝલ.

મળી પ્રિય પત્રિકા ત્હારી, થયો સંતુષ્ટ વાંચીને;
વળી ખેદિત પણ કીધો, રસિક ! તુજ સાહસિક તર્કે. ૧
જગતમાં પ્રેમને લીધે, અતિશય દુઃખ દેખીને,
હૃદયથી પ્રેમને તજવા, તને ઈચ્છા થઈ પ્યારા ! ૨
"વિરક્તિમાં જ છે શાંતિ" તને સિદ્ધાન્ત એ સૂઝયો;
મગજની જોઈ નિર્બળતા, દયા, દુઃખ થાય મુજ મનને. ૩
રહ્યો છે ધર્મ જે મનમાં, થવું અનુરક્ત પ્રિય દેખી;
નિવારી તું શકે તેને, મને વિશ્વાસ ક્યમ આવે ? ૪
નથી આધીન એ તારે, સ્વયંભૂ પ્રેમ અંતરનો;
તજ્યાથી તે તજાશે ના, નહિ રોકયા થકી રહેશે. ૫
વિના હેતુ પ્રકટિયો જે, જશે શું કોઇ કારણથી ?
લીધો શું મૂલ્ય આપીને ? થયો છે શું જવા માટે ? ૬
જગતના ભૂત પ્રાણીમાં, થયો છે જન્મની સાથે;
વિના મૃત્યુ જવાનો એ ? ભૂલે શું સુજ્ઞ થઇ ભ્રાત ? ૭
નહિ અનુરક્તિ જે દિલમાં, વદે છે કો પશુ તેને;
પશુ પણ પ્રેમના ભોગી, મનુજ તો કેમ નવ હોએ ? ૮
થશે તું જો કદિ યોગી, પ્રભુનો ભક્ત વનવાસી;
કૃતિ કર્તા તણી જોતાં, તને શું પ્રેમ નહિ થાયે ? ૯
વસ્યો જે કાષ્ટમાં વહ્નિ, જશે તે કાષ્ટના દાહે;

તથા મન–પ્રેમ માનવનો, જશે આ દેહ પડવાથી. ૧૦
કદાપિ બા'રના પ્રેમે, નથી જો રાચવાનો તું;
"દિલે ભવતુ! પરન્તુ હા ! ! હૃદયનો પ્રેમ ક્યાં જાશે ?" ૧૧
"સદા વશ રાખવું મનને" દિસે લોકોક્તિ એ સાચી;
તજાવી પ્રેમને નિજ ધર્મ હિન મનને કયો કરશે ? ૧૨
વિમળ મન હોય તો વૃત્તિ વિષયની વાસના નવ લે,
પરંતુ પ્રેમ મન માંહે, ન પ્રકટે કેમ એ બનશે ? ૧૩
"વિરક્તિ" શબ્દની વ્યાખ્યા, નથી તુજ ધ્યાનમાં આવી;
જગતમાં જન્મ ધારીને, વિના મૃત્યુ વિરક્તિ ક્યાં ? ૧૪
હુવે જો દીર્ઘ દૃષ્ટિથી, હૃદયમાં અર્થ સ્હમજીને;
"વિરક્તિમાં જ છે શાન્તિ" થયું એ સત્ય સત્રાંશે ? ૧૫
ન આવે દેહનાં કૃત્યે કદિ પણ પ્રેમનો છેડો;
રહે છે પ્રેમ પરિણામે, દિસે ફળ બીજ તે તે તે ! ! ૧૬
અહો ! મૃત પ્રેમી પ્રાણી તે, સજીવન હોય શી રીતે ?
પ્રભુ·પદમાંહી પણ પ્રીતિ, ન પ્રકટે તો ન પ્રાણી એ. ૧૭
થશે જો ધર્મહીન સવિતા, નહિ તો દૃષ્ટિયે આવે;
જગત આ પ્રેમહીન કરતાં, જરૂર જડરૂપ તે થાશે ! ૧૮
હુવે એ પ્રેમને તજવા, પુનઃ બોલીશ નહિ બંધુ !
પ્રથમની ભૂલ આ તારી, જગત ક્ષંતવ્ય માને છે ! ! ૧૯

[ મધુ મક્ષિકા. ] દામોદર ખુશાલદાસ બોટાદકર.

# પ્રભાતનો પડઘો.

ગઝલ.

પથારી પાપની ત્યાગી, પ્રભુજી ! આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, મરણમાં સ્થાન માગું છું. ૧
પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું. ૨
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું. ૩
વિસારી કર્મની ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા ! પડીને પાય માગું છું. ૪
હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષટ્ વિકારોએ;
જગતના વજ્ર તારોએ, જડાયો આજ જાગું છું. ૫
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી ! પાય લાગું છું. ૬
ભરી કંઈ ગૂઢ મંત્રોને, રમી કર્તવ્ય તંત્રોને;
હૃદયના પ્રેમ યંત્રોને, સ્વીકારો એજ માગું છું. ૭
ભલો બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગું છું. ૮

[ શ્વેતામ્બર કોન્ફરન્સ હેરલ્ડ. ] વસંત.

## આશાભર્યું પ્રભાત.

મન માને નહિ, ઓ ફેરા સમજાવું તોય શું થાય?—એ રાગ.

ઓ! વ્હાલાઓ! થાળ ભરી સેવાનો ચરણે લાવીએ,
પ્રભુનાં બાળો! ભાવ ધરી અંતરમાં શરણે આવીએ. ટેક.
ધરી જન્મ નથી સાર્થક કીધું, નથી અંતર ધન લીધું દીધું;
કરી નિશ્ચય આજે વ્રત લીધું, ઓ! વ્હાલાઓ! ૧
તમ દ્વાર સમીપ હું આવું છું, મ્હારા ગુરૂનો મંત્ર સુણાવું છું;
ઊભો હું અલખ જગાવું છું, ઓ! વ્હાલાઓ! ૨
સુકૃત કરશે વ્રત દીન બંધુ, ખિલશે ઉજ્વલ ગગને [1]ઈંદુ;
બાંધવડા તરશે ભવસિંધુ, ઓ! વ્હાલાઓ! ૩
જે સાક્ષી સૂર્ય [2]શશી તારા, વિકસ્યાં ફૂલડાં મધુરાં પ્યારાં;
પ્રભુ બિરદ નહિ વિસરે મારા, ઓ! વ્હાલાઓ! ૪
છે ભિક્ષા એક જ પ્રેમ તણી, નિરખો નજરે મધુરી નમણી;
ઉર ભરશે મ્હારો નાથ ધણી, ઓ! વ્હાલાઓ! ૫

[શ્વેતામ્બર કોન્ફરન્સ હેરલ્ડ.] વસંત.

## નિર્દોષ બાળ.

ગઝલ.

અરે! ઓ! બાલ બાલુડા! બહિર ને અંતરે રૂડા!
ફરે તું ગેલ કરતો રે! ઉરે આનંદ ધરતો રે! ૧

---

૧ ઈંદુ—ચંદ્રમા. ૨ શશી—ચંદ્રમા.

સ્વ–પરનો ભેદ નહિ તારે ! કંઇ નહિ જોઈ એ તારે !
ગમે ત્યાં જઈ ગમે ત્યાં રહે ! નથી કાંઇ ભાન છું ક્યાં રે ! ૨
વડીલો જે સ્થળો નિન્દે, જઇ તું ત્યાંય પણ બેસે;
વડીલો જે સ્થળો વંદે, કદિ તું ત્યાંય નહિ બેસે ! ૩
પરન્તુ લ્હેર આવી જ્યાં તને જઇ બેસશે તું ત્યાં;
અહા ! નિર્દોષ શું ચેષ્ટા ! ખરે નિર્ગુણ માનું હા ! ૪
કદિ જઇ શત્રુના હાથે, ચડી બેસે વિના શંકે;
કદિ જઇ મિત્રના માથે, નહિ બેસે વિના શંકે ! ૫
કશો દુર્ગુણ કે શંકા નહિ લાવી ફરે વાંકા !
રમે ત્યાં જઇ રમાડે જ્યાં, હસે ખેલે ફરે હ્યાં ત્યાં ! ૬
રમાડે કોઇ સાચેથી, રમાડે કોઈ દંભેથી;
રમાડે કોઈ વૈરેથી, પરંતુ સર્વ સમ રીતિ ! ૭
નહિ લાવે કશું હૃદયે, અરે ! નહિ કાંઇ એ જાણે;
હશે કંઈ જાણવાનું એ, કશી શંકા નહિ ઉરે ! ૮
હસે જે ભાવથી માતા અને પિતા તણી પાસે;
હસે તેવા જ ભાવેથી, ખરેખર શત્રુની સાથે ! ૯
ખરેખર ખેલ છે ન્યારો ! જગત જંજાળથી તારો;
જગતનો જેહ અભ્યાસી, થવાનો તેહ જગવાસી. ૧૦
પરંતુ બાળ વયવાસી ! ખરે છે જગ્ત સંન્યાસી !
કથું શું તાતની તારા અને મારા તણી ખૂબી ? ૧૧
થવાનો જેહ જગવાસી, ખરે તે આજ સંન્યાસી !
અરે ! ઓ ! બાળ બાલુડા ! બહિર ને અંતરે રૂડા. ૧૨

તું શું એ કાંઈ જાણે છે? જગતને કંઈ પિછાણે છે?
જગત તુંને પિછાણે છે, જગતને તું શું જાણે છે? ૧૩
તું જાણે છે? હું કયાં જઉં છું અને હું કયાં જવાનો છું?
નથી તો જાણુતો ભાઇ! નથી કંઇ ભાન રહેવાનું! ૧૪
ખરેખર એહની અથવા નથી કંઇ તાહરે પરવા!
અહા! સ્વાતંત્ર્ય શું દેખું? સુખી સંસારમાં લેખું! ૧૫
દશા તારી વિચારી આ, કરૂં ઈર્ષ્યા હું તારી હા!
હઉં જો બાળ તું જેવો, ફરૂં આનંદથી કેવો? ૧૬
હઇશ હું બાળ તું જેવો, હઈશ આનંદમય કેવો?
થયો આજે સુખી દુઃખી! થયો આજે ધની ભૂખી! ૧૭
થયો આજે વડો નાનો! થયો આજે સમજવાળો!
પડી જગના પ્રપંચોમાં, શુભાશુભ કાર્યતંત્રોમાં! ૧૮
થયો છું હું સુખી દુઃખી, થયો છું હું ધની ભૂખી;
અરે! એ! બાળ બાલુડા! દયાના પાત્ર એ રૂડા! ૧૯
ગુરૂ વયમાં તું આવીને, થઈશ કેવો મને કહેને?
થઇશ કે 'બાળ' હું જેવો? રહીશ કે બાળ તું જેવો? ૨૦

[ કાવ્ય માધુર્ય ] દેવચંદ રામજી.

---

## પ્રભુ ભક્તિ.

ગઝલ.

પ્રભુ ભજ પ્રીતથી પ્રાણી, સમય સોના સમો જાણી;
સમય આવ્યો રખે ચૂકે, ન અન્તે કાળ તો મૂકે! ૧

અરે ! જે જાયું તે જાશે, ફના આ ખેલ સૌ થાશે;
ન ગાફલ યાર તું રહેજે, સજીને સાર તું લેજે. ૨
નથી શોભા હમેશાની, જુવાની છે ન રહેવાની;
જુવાની એ દિવાની છે, ખુવારીની નિશાની છે. ૩
ગયા ત્હારી પહેલાં જે, જણાતા તે નથી આજે;
વિચારી તું દિલે જોને, ખુવારી તારી તું ખોને ! ૪
ગયા જોગી ગયા ભોગી, ગયા સાજા અને રોગી;
ગયા રાજા અને રંકા, ગયા સિધ્ધા અને વંકા. ૫
કળી છે ફૂલની ખીલી, ખીલી છે જ્યાં લગે લીલી;
પડી સૌ પાંખડી ઢીલી, થશે કરમાઇને વીલી ! ૬

મુ. છો.

---

## દિલને રઝા.

ગઝલ.

ફાટે કે ન ફાટે તું, ચીરા કે ન ચીરા તું;
અરે દિલ ! તેં કર્યો બેહાલ, મારે કે ન મારે તું. ૧
ભલે ધડકી રહે છાનું, ભલે બળી કોયલો થા તું;
ખરી જા તું મને તો શું? ઠરી જા તું મને તો શું? ૨
રખે કાંટો તને લાગે, કમળ જાણી તને રાખ્યું;
પરંતુ તું જ કાંટો છે, ઉડી જા તું ગળી જા તું. ૩
દુનિયા છે તને ખારી, હવે છે તું મને ખારૂં;

તું કોઇનું નથી તો હું, ન ત્હારો છું ન મારૂં તું ? ૪
જુની પ્રીતિ ગઇ તૂટી ! નથી તૂટી તણી બૂટી !
ખુટી ગઇ વાટ દીવાની, પછી બળવું રહ્યું ક્યાંથી ? ૫
હવે બ્રહ્માંડમાં હું છું, હવે બ્રહ્માંડમાં તું છે;
પ્રીતિ તો આપણી એ છે ! મિલાવો આપણો એ છે ! ૬
[ કલાપીનો કેકારવ. ] કલાપી.

---

## અભેદ ચિંતન.

ગઝલ.

જગતની કૈં નથી પરવા, અમે રાખી હજી સુધી;
હવે પછી રાખશું એવું, નથી ધાર્યું હજી સુધી. ૧
અમોને પૂર્ણ શ્રદ્ધા છે, પરમ પ્યારા પ્રભુનામાં;
અમારાથી નથી માન્યા, પ્રભુને ભિન્ન હજી સુધી. ૨
જગત જખ મારતું છોને, કળી વ્યાખ્યો કહી કહીને;
અમે તો સત્ય વિણુ બીજું, નથી જોયું હજી સુધી. ૩
કહી સંસારને નિ:સાર, કહી ત્યાગે વિરાગી કો;
અમે તો સાર શોધ્યો છે, બધે જગમાં હજી સુધી. ૪
પ્રભુને ભેટવા ભાવે, ભવાઈ કંઈક માંડે છે;
કદિ ભેટયા પ્રભુને તે, નથી જાણ્યું હજી સુધી. ૫
કંઇક સારૂં કંઈક નરતું, કોઈ એમ કહે છે જે;
નહિ સારૂં નહિ નરતું, અમે દીઠું હજી સુધી. ૬

નરકની ખાણુ નારી છે, વળી ઉદ્ધારનારી છે;
ન માન્યા બેય વિરોધી, મતોને તો હજી સુધી. ૭
વિવિધ વાતે વખાણે છે, કંઈક જન દુઃખ કે સુખને,
નથી જોયું અમે તો દુઃખ કે સુખને હજી સુધી. ૮
નથી જોયું નથી જાણ્યું, નથી કદિ જાણુવા ઈચ્છયું;
અમે છૈયે અજાણ્યા એમ, નથી ભાખ્યું હજી સુધી. ૯
દિસે જે જાણુવા યોગ્ય, વળી જે જાણુનારો કહે;
નથી તે ભિન્ન અનુભવથી, જણાયું એ હજી સુધી. ૧૦
કર્યાં કર્મો ફળે કહે છે, વળી પરમેશ સૌ હરતો;
નહિ કર્તા અને કાર્યે, જુદાઈ જાણી હજી સુધી. ૧૧
ખરૂં કે હું હરિને જે, હરિ તે હું રહ્યો નિત્યે;
થતું નહિ ભાન એવું કાં શરીરને તો હજી સુધી? ૧૨
[એક હસ્તલિખિત પુસ્તક.] યાદવ.

---

## પ્રેમીને.

ગઝલ.

અહો પ્રેમી! તમે ક્યાં છો? અમે ત્યાં આવીએ ઉડી?
અમે અહીં છેક કંટાળ્યા, ગુમાવી ગાંઠની મૂડી! ૧
નથી અમને જરા ગમતું, દિવસ પણ વર્ષ સમ વીતે;
અમારાથી હવે અહીંઆ કહો રહેવાય શી રીતે? ૨
થયા જ્યાં અંધ બે આંખે, અમે સૌ સ્વાર્થ પડદાથી;

તમારી શુદ્ધતાનું ત્યાં, પિછાણ્યું જાય બળ ક્યાંથી ? ૩
ગયા'તા પ્રેમમાં બાંધી, પ્રથમથી સૌ તમે અમને;
ખબર તેની પડી હમણાં, હવે સંભારીએ તમને. ૪
તમારા માનતા હો તો, તમે ખેંચાઈ અહીં આવો;
અગર ત્યાં આવવા માટે, અમોને માર્ગ દર્શાવો. ૫
કરો ઝટ એક બેમાંથી, જરૂર નહિતર મરી જઇશું;
પછી આ વેશમાં ભેળા, કહો કયારે બધા થઇશું ? ૬
વદે છે શ્યામ સુત દુર્લભ, સુણી આ સ્નેહ સંદેશો;
અહીંયા આવશો અથવા, અમોને ખેંચી ત્યાં લેશો. ૭

[મુંબઈ સમાચાર.] વૈદ્ય કવિ દુર્લભજી શ્યામજી ધ્રુવ.

---

## મને કર્મ કાળાં.

---

મંદાક્રાન્તા.

ધીમે ધીમે વદન હસતો મુખ બાળા નિહાળે,
વાંકી ડોકી નમતી નમતી સ્વામીનું જેહ કાળે;
તાકી રાખી વદન ચપળા દૃષ્ટિના પ્રા'ર નાંખે,
ખેંચી લેતી કમળ નયની સ્વામી જે દૃષ્ટિ નાંખે.
છૂપી છૂપી લપતી લપતી સ્વામીને જે વિલોકે,
તેવો પેખું શશી જ ગગને [1]ગિરિપુંઠે વિવેકે;

* * * * *

---

1 ગિરિ—ડુંગર.

કાં કાં થાએ શરમ તુજને ચંદ્ર આ ઉજળેરા ?
કાં કાં ઢાંકે મુખડું શરમે શું કર્યાં કર્મ કાળાં ?
દેખીતો તો ધવળ વદને ધીર ગંભીર લાગે,
શા માટે તું શરમ ધરીને શોકમાં દૂર ભાગે ?

* * * * *

હા હા ! જોયું અતિશ દિસતા ડાઘ તો ઉજળાને,
રૂપાળા ને ધવળ વદને રૂપમાં કુપ નાખે;
સૃષ્ટિ માંહે નજર કર તું લોકમાં એ જ દિસે,
ધારે નાહિ શરમ કહિએ છુટ છેડે ફરે છે;
સારાં સારાં કરમ કરતાં ઉજળાં દિલ તેનાં,
શું લેખાનું સરસ રૂપ જો કાર્યે કાળાં જ જેનાં ?

[ગુજરાતીનો દીવાળીનો અંક.] **પ્રવાસી.**

---

## જીવનસન્દેશ.

હરિગીત.

આવ્યા અહીં શા કામથી ? શા પ્રેમથી ? શા અર્થથી ?
આવ્યા અહીં શા સારથી ? શી નેમથી ? શા કર્મથી ?
આવ્યા જ હા ! વિદારવા દુઃખો કટુ દીન રંકનાં;
આવ્યા નકી કર્તવ્યથી કરવા જનોની સેવના ! ૧
સત્કીર્તિ ઝાંખી સુગંધવિણુ સુમનો સહુ પ્રસરાવતાં,
માધુર્યવિણુ ભ્રમરો કદિ મધુ સ્વાદ એ ના ચાખતા;

પ્રભુ પ્રેમીઓ પ્રભુમય બની આનંદમાં સૌ નાચતા,
ભૂપ્રેમીઓ દીનમય બની જનસેવમાં સૌ અર્પતા. ૨
ચાહ્યા નથી, સેવ્યા નથી, જાણ્યા નથી પોતા સમા,
દીન રંકમાં દીધાં નથી લીધાં નથી આશ્વાસનો;
જીવ્યા ભલે, ખેલ્યા ભલે આરામ ને નીચ એશમાં,
પણ દુઃખીની સેવા વિના આયુષ્પની મીઠાશ ક્યાં ? ૩
જાણો કુરાન, સ્મૃતિ ભલે, જોવા ચહો તે સહુ જુવો,
ભૂપ્રેમીઓ ને સેવકો પરમાર્થમાં સ્વાર્થ જ જુવો;
દીન પોષવા દીન સેવવા અંધારને ઉજાશવા,
કલ્યાણીઓ સૌ યુગમાં નિજ આત્મને હોમાવતા. ૪
પરમાર્થમાં આનંદ લે કર્તવ્યમાં મંડ્યા રહે,
જનસેવમાં સત્સંગનો ઉત્સવ લહે સૌ પ્રીતિયે;
દીનસેવના ખંતે કરી તાર્યા કદિ કો દુઃખીને,
દેશસેવા–દેવસેવા એ જ છે હા ! એ જ છે. ૫
જ્યારે રૂવે પામી વ્યથા દુઃખી ઘણુા ચોધારથી,
જ્યારે મરે રોગી બની રંકો ઘણુા ખાધા વિના;
જ્યારે ઝુરે ગરીબો ભલા ગરીબાઈમાં પૈસા વિના,
એ દીનની દીનતા મહીં સેવા તણી મીઠાશ છે. ૬
ચાહો ભલા સૌ દીનને, સૌ ભાઇને, સૌ કોઇને,
પ્રેમે ગ્રહો સૌ સેવના દીન સેવના ઉમંગથી;
ઉદ્ધારજો, સંસ્કારજો, જીવાડજો લૈ આત્મમાં,
પીડીતો ઘણુા રડતા દુઃખે વિલાપમાં દિન ગાળતા. ૭

આવ્યા અહીં ઉદ્ધારવા વિકસાવવા સૌ રંકને,
આવ્યા અહીં દેવા હૃદય અતિ પ્રેમથી સૌ કોઇને,
આવ્યા અહીં દીપ જ્ઞાનનો દીનો વિષે પ્રકટાવવા,
જન્મ્યા અહીં ઉઠાડવા એ ભાંડુને આશ્વાસવા. ૮
આવ્યા નકી ભૂલાવવા સ્વાદો કટુ દીન રંકના,
ચાહી અને સેવી હૃદે છાતી પરે સૌ રાખવા;
નિવૃત્તિ કે પ્રવૃત્તિ હો ! સકામ કે નિષ્કામ હો !
હો ! દુઃખ કે સુખ હો ! ભલે નિજકર્મમાં સૌ સુખ છે. ૯
આવાસ છે પ્રભુ વ્યક્તિનો સૌ દીન જનના આત્મમાં,
પૂજાય છે પ્રભુમૂર્તિ સર્વે રંકના આરાધને;
સૌ દેશસેવા દેવસેવા એ જ છે હા ! એ જ છે
કલ્યાણીઓ સૌ યુગમાં દીન આત્મને ઉદ્ધારવા. ૧૦
જીવન તણા કલ્યાણના સંદેશ આ પ્રેરાય છે,
દીન રંકની આશીષથી દીન હૃદય આ પૂજાય છે;
સુખી રહો ! સંતોષ લ્યો ! પ્રભુ પ્રેમમાં પ્રેર્યા રહો !
સૌ આત્મમાં નિજને જુવો ને પ્રેમથી ચાહ્યા કરો. ૧૧

[વસન્ત પુસ્તક ૯ અંક ૧૧.] રમણીયરામ ગોવર્ધનરામ.

---

## પોતાતણું પોતે હણે.

ભૈરવી ગઝલ.

દુનિયા મહીં છે ના છુરી જે કાચને કાપી શકે,
પણ કાચની હીરાકણી પોતાતણું પોતે હણે !

નહિ અન્ય ધાતુ કાષ્ટ કે પાષાણુ કાપે લોહને,
જુઓ છીણી લોખંડની પોતાતણું પોતે હણે !
વિષ જે ચઢ્યું વચ્છનાગ કે સોમલ તણું ના ઉતરે,
ગુણ છે દવા ઝેરી મહીં પોતાતણું પોતે હણે !
ગરમી તણું જે દર્દ તે ઉપચાર શીતળથી વધે,
પણ ઉષ્ણ ઉપચારો જુઓ પોતાતણું પોતે હણે !
ચીરી જનેતા પેટ વીંચ્છુ–બાળ લેતા જન્મને,
પાળ્યા તણો બદલો દીયો પોતાતણું પોતે હણે !
કંઇ ના પડી પરના જનોને પર તણી દરકાર છે,
ધનમદ મહીં અંધા બન્યા પોતાતણું પોતે હણે !

વૈકુંઠ.

---

## તેથી શું થયું ?

ભૈરવી ગઝલ.

મ્હોટાઇ મ્હોટી મેળવી મ્હોટા ગણાયા વિશ્વમાં,
મ્હોટું ન રાખ્યું મન પછી મ્હોટાઇ રાખ્યે શું થયું ?
નિજ ઘરનું ઠેકાણું નહિ દેખાવ દે ગ્રહસ્થાઇનો,
કુક્કડ થઇ અક્કડ ફરે એ રોફ રાખ્યે શું થયું ?
ઉપરનો આડંબર કરી વાણી વડે સાકર ધરી,
ભોળા ફસાવી કૈંકને ઉજળા ફર્યેથી શું થયું ?
ભભકાભર્યાં વસ્ત્રો સજ્યાં નિજ આબરૂ ધૂળ મેળવી,

માણી મજા મિત્રો સહિત એ દંભ રાખ્યે શું થયું ?
લઇ લાડીને સાથે ફર્યા ગાડી મહીં ખૂબ ઠાઠથી,
માડી બિચારી વલવલે એ ઠાઠ રાખ્યે શું થયું ?
કોલર લગાવી કોટમાં નાકે ધર્યાં ચશ્મા વળી,
ફેશનની ફીશીયારી મહીં મશ્ગુલ રહેથી શું થયું ?
નાણું કમાયા નેહુથી પૈસા ઘણાએ મેળવ્યા,
દમડી ન દીધી દીનને તો જર જમાવ્યે શું થયું ?
ગંગા અગર જમુના જળે ન્હાયા ધરી મન હર્ષથી,
મન મેલ જો ધોયો નહિ તો સ્નાન કીધે શું થયું ?
ગાંજો તમાકુ ભાંગ કે દારૂ પીને વ્યસની બન્યા,
એક રામ રસ ચાખ્યો નહિ તો વ્યસન કીધે શું થયું ?
જીવિત પિતાની લાગણી કિંચિત્ નહિ મનમાં ધરી,
મુઆ પછીથી શ્રાદ્ધ કે તર્પણ કર્યેથી શું થયું ?
પંડિત બની નિજ પુત્ર કે પરપુત્રને ન પઢાવતા,
નિજ ભૂલનું નહિ મૂળ તો પંડિત થયેથી શું થયું ?
ગરજસુધી સાથે રહે સરતા અલગ થાતા પછી,
નિમકહરામી મનુષ્ય એવા હોય નહિ તો શું થયું ?

---

## આશ્વાસનાષ્ટક.

ભૂજંગી.

કભુ ગેહવાસી કભુ વંનવાસી, કભુ પૂર્ણ આશી કભુ વ્હે નિરાશી,
સબે કર્મકે જોગસે સો સહેના, રખે જ્યોં પ્રભુ ત્યોં ખુશીમેં રહેના. ૧

કભુ મિષ્ટ પાઈ કભુ શુષ્ક પાઇ, કભુ દ્રવ્ય પાઇ કભુ સો ગુમાઇ;
દિલે હર્ષ ઔર શોક કાહુ ન લેના, રખે જ્યોં. ૨
કભુ પાવ પ્યાદે ચલી પંથ જાના, કભુ વાહનં સુવિમાનં સમાના;
કભુ દાન દેના કભુ દાન લેના, રખે જ્યોં. ૩
કભુ શ્રેષ્ટ ભૂપાળ સન્માન દેવે, કભુ કોપીકે સો ગ્રહં લૂંટી લેવે;
તઉ રાખીયે ચિત્તમેં સુખ ચેના, રખે જ્યોં. ૪
કભુ વ્હે સંજોગી કભુ વ્હે વિજોગી, કભુ હો નિરોગી કભુ હોઇ રોગી;
મુખે બોલીયે ના બની [1]ભીરૂ બેના, રખે જ્યોં. ૫
કભુ વ્યાહ ઉચ્છાહ કો પ્યાસ આવે, કભુ શોક સિન્ધુ વિધાતા બનાવે;
નહિ રોયકે ડારીયે નીર નેનાં, રખે જ્યોં. ૬
કભુ આપ રાજા બની રાજ કીજે, કભુ નીચકી ચાકરી ચાહી લીજે;
ભલી બૂરી હૈં યોં કછુ ના કહેના, રખે જ્યોં. ૭
કભુ હસ્તિની પુષ્પકી માલ ડારે, કભુ શસ્ત્રસેં આઇ શત્રુ સંહારે;
ધરી ધીર ધોરાઇ ધોખા રખેના, રખે જ્યોં પ્રભુ ત્યોં ખુશીમેં રહેના. ૮

---

## એક આશ્વાસન.

વસન્તતિલકા.

જેના વિચાર મહીં વર્ષ ઘણાં ગુમાવ્યાં,
જેને સ્મરી સતત સંકટ સૌ શમાવ્યાં.
જેણે શરીર–મનને ભ્રમણે ચડાવ્યા,

---

૧ ભીરૂ–કાયર.

ક્યાં તે કુંળા હૃદયની રમણીય [1]રામા ? ૧
ક્યાં તે [2]સ્મિતો મૃદુલ ભાવ થકી ભરેલાં ?
ક્યાં કુમળા નયન સ્નેહ સુધા વહે જ્યાં ?
પ્રેમાર્દ્ર નમ્ર વચનો તણી રમ્ય ધારા,
જ્યાંથી અહોનિશ સરે મુખ ચારૂ તે ક્યાં ? ૨
નિર્દોષ સાત્વિક સુચેષ્ટિત શૈશવોના,
ને સૌમ્યતા, સરલતા, શુચિતા રહ્યાં ક્યાં ?
ક્યાં તે વિનીત ઉરની શુભ પૂજ્ય બુદ્ધિ ?
ક્યાં તે અકૃત્રિમ સુલક્ષણની સમૃદ્ધિ ? ૩
આ વિશ્વમાં નવ હતી ન હશે કદાપિ,
સામગ્રી સુખતણી તો શુભ કાર્યકારી;
ને જ્યાં રમે રમણ સાથ સદા સુખેથી,
દેવાંગના પીયૂષ પાઇ મીઠા મુખેથી. ૪
એવાં અલૌકિક રૂડાં ભવનો હશે ક્યાં ?
એવાં સુધારસભર્યાં ઝરણો હશે ક્યાં ?
એ દિવ્ય ધામ તણું દર્શન ક્યાં કરાશે ?
ક્યારે મીઠા ઝરણનું જળ તે પીવાશે ? ૫
રે ! વ્યર્થ એ સકળ કાવ્યની કલ્પનાઓ,
ક્યાંએ નથી [3]પ્રણય શુદ્ધ દિવાંગનાઓ;
નિઃસ્વાર્થ પ્રેમ અહીં કે તહીં ક્યાંઇ છે ના,
ક્યાંએ નથી ઝરણ નિર્મળ નેહ કેરાં; ૬

---

૧ રામા—સ્ત્રી. ૨ સ્મિત—હાસ્ય. ૩ પ્રણય પ્રેમ.

છે એક જે પ્રણય ભાવથકી ભરેલો,
જેણે સદા સુખ દુઃખે કર આ ગ્રહેલો,
તેને સ્મરી કરીશ કામ સદાય સારાં,
છોડીશ ભ્રાંતિ મળશે સુખ શાંતિ ન્યારાં. ૭

અનુષ્ટુપ.

પ્રભુ એ સ્નેહની મૂર્તિ, પ્રભુ એ સુખધામ છે;
પ્રભુમાં ચિત્તની શાંતિ, પ્રભુમાં જ વિરામ છે. ૮

[ વસન્ત પુસ્તક ૯ ] મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

## સાધના.

મંદાક્રાન્તા.

શાન્તિવાળા ગહન નિધિને તીર તું શાંતિ રાખી,
દૃષ્ટિ સાંધી અનુભવ થવા ધ્યાનથી ધારી ધારી;
જોતાં રહેવું અનુભવ થવા દિવ્ય વૃત્તિ રૂપાળી,
રંગો દેખી નવીન નવલા, ચિત્તમાં રાખ્ય ખાળી. ૧
વિચારોમાં ઉદ્‌ભવ થતા યોગ્ય ભાવો મજાના,
ઉંચા ઉંચા અતિશય ઉંચા, રાખજે તું ખજાના;
ધીમે ધીમે નજર પથમાં ભવ્યતા ભાળી લેજે,
તેમાં તે જે ફરક દિસતો તે અધુના ન કહેજે. ૨
કિન્તુ ત્હારા અનુભવ બધા એકઠા કૈં થવા દે,

ને ત્હેમાંથી પરમ રસના પાત્રને શોધી લેજે;
વૃત્તિ સાથે વિચરણ થવા નિયમો મેળવી લે,
આ [1]નિધિને ગહન તળીયે તત્ત્વ એવાં ભર્યાં છે. ૩
ભેદ્દે ભેદી સમૂહ કરીને જાત તું પાડ જૂદી,
ત્હોએ બાકી કંઇ પણ રહે સત્ય વાર્તા અધૂરી;
તે સત્યાર્થે મથન કરીને તત્ત્વના તત્ત્વ ગ્રાહી,
સારે પન્થે ગમન કરજે સાર બીજો ન આંહી. ૪

[ સુદર્શન પુ. ૧૩ અંક ૨. ]　　　　મઢડાકર નાગર.

## તે દિનો ચાલ્યા ગયા.

સોહિણી ગઝલ.

બાળભાવે માતના વાત્સલ્યમાંહી ઉછર્યા;
લાડિલા સહુ કોડ પૂર્યા રાત દિન નવા નવા;
તોતલી વાણી થકી માતાજીને રીઝાવતા,
સામે થતો આનંદ કયાં! હા! તે દિનો ચાલ્યા ગયા. ૧
ગેલ કરતું ઉર ખેલે સ્થિર ના ઘડીએ રહે,
ચાંચલ્ય ઉરના શરીર પણ તુફાનો કૈં કૈં કરે;
તે સમે કંઇ વાંક થાતાં માતને ખુશી રાખવા,
યત્નો કરી હસતા હસાવા તે દિનો ચાલ્યા ગયા. ૨
જરીક કહિએ કો વખાણે ત્યાં હૃદય ફૂલી જતું,

[1] નિધિ—ભંડાર.

ઉત્સાહથી અભ્યાસમાં લાગી જવાને સૂઝતું;
અંતરે આશા થતી કે–કિસ્મતે સુખ ચેન છે,
આશા ઉઠી ઉત્સાહ સાથે તે દિનો ચાલ્યા ગયા. ૩
કંઈ કંઈ રચીને સૃષ્ટિઓ તેમાં બહુ વિહર્યા કર્યું,
પર્વા તજી સંસારની, મન મસ્તિમાં મ્હાલ્યા કર્યું;
આનંદ ઉર્મિ આવતાં, પણ તેય ના નિત્યે રહ્યા;
ફરીને જગત્‌ના દાસ થાતાં તે દિનો ચાલ્યા ગયા! ૪
માન્યું અમુક પ્રવૃત્તિમાં નિવૃત્તિથી આનંદ છે,
"ને એકથી બે ઈષ્ટ જગમાં" એમ વિદ્વાનો કહે;
તેથી પ્રવાહે ઝૂકવાનું ઈષ્ટ ધારીને ઝૂકયા,
આનંદ માન્યો કૈંક દિન પણ તે દિનો ચાલ્યા ગયા! ૫
શોધ્યા ઘણા સંબંધીઓને સાધનો શાંતિ ઘણાં,
કંઇ કંઇ ઉપાધિમાં ગુંથાઇ દુઃખ સુખને ના ગણ્યાં;
[1]શ્વાન [2]અસ્થી ન્યાયને વશ થઈ રહ્યો જાણ્યા છતાં,
ને દુઃખમાં એ સુખ માન્યું તે દિનો ચાલ્યા ગયા! ૬
એ રીતે સુખ સ્થિર ના તો દુઃખ પણ સ્થિર કયાં હશે?
જે આજ તે ના કાલ રહેશે ભાવી પણ ચાલ્યું જશે!
કયાં કાળની ગણુના કયહાં? સુખ દુઃખની મર્યાદ ક્યાં?
સૌ આજ કાલે ના કંઇ! આયુષ્ય એમ વીતી જતાં. ૭

[ સુદર્શન પુ. ૪. અં. ૬. ] નૂતનશ્રી.

---

૧ શ્વાન–કુતરો ૨ અસ્થી–હાડકું.

# પ્રીતિ સિવાય સહુ ક્ષણિક છે.

શિખરિણી.

હતી બાળા ન્હાની નવલ રમતો રોજ રમતી,
મીઠી વાણી ત્હારી મુજ હૃદયને ઓર ગમતી;
ઉષા જેવી કુંળી સરલ હૃદયે શી મલકતી?
છબી રૂડી ત્હારી મુજ નયન આગે ઝળકતી! ૧

ગયા તે દા'ડા ને વગર ભયનાં વર્તન ગયાં,
ગઈ મીઠી મોજો હૃદયપરનાં આર્જવ ગયાં;
ગયું તે પ્રેમીલું શિશુ પણ મધુરૂં સુખભર્યું,
ગયા વ્હાલા લ્હાવા મૃદુ ઉર ગયું શું નવ ગયું? ૨

હતી ન્હાની બાળા મદભરી હવે માનિની થઈ,
કંઇ જૂદા ભાવો હૃદયપર રહેતા તરવરી;
શરીરે ચે ધારી મધુર કંઇ જૂદી નવલતા,
સખી! વ્હાલી મ્હારી! સુમુખ! રસિલી એ પ્રિયતમા! ૩

જશે એ એ ચાલી સમય નવ ર્‌હેશે સ્થિર કદી,
જુવાની આ ત્હારી ક્ષણિક ગણજે ઝાકળ સમી;
ગઈ મીઠી બાલ્યા ક્ષણ રહી વળી યૌવન જશે,
નહિ રૂડી લીલા મૃદુલ તનની નિત્ય નભશે. ૪

જશે સૌન્દર્યો ને શરીર સઘળું જર્જર થશે,
જશે મીઠા લ્હાવા મધુર મૃદુ આકર્ષણ જશે;
ગુલાબોની રૂડી સુખકર સુગંધી ટળી જશે,

અને ઉન્હા તાપે રજ મધુર એની ખરી જશે. ૫
જશે જ્યારે કાંતિ તન મન તણું જોર ઘટશે,
અને સ્વપ્ના જેવા ક્ષણિક સુખનો શોર મટશે;
ખરે ! તે વેળા ત્યાં પ્રણય મધુરો એક ઠરશે,
અને ધોળા કેશો ઉપર પ્રીતિ પાંખો પ્રસરશે. ૬

[વસન્ત પુસ્તક ૯ અંક ૧૧] મોહનલાલ પાર્વતીશંકર દવે.

## પ્રેમનું પાત્ર.

વિષમ હરિગીત.

જો તું મને ચાહે કદાપિ જોઇ મુજ સૌન્દર્યને,
ચાહીશ ના, ચાહીશ ના, ચાહીશ નાહિ કદિ મને;
મુજ થકી વિજયી અને ચમકંત પેલો સૂર્ય છે,
અક્ષય, અમર, આશ્ચર્યકર છે ચાહજે તું તેહને. ૧
જો તું મને ચાહે કદાપિ જોઈ મુજ તારૂણ્યને,
ચાહીશ ના, ચાહીશ ના, ચાહીશ નાહિ કદિ મને;
કીર્તિમય અવિનાશી દિસતી ખૂબી અવનવી લાવતી,
ચાહજે તું વસન્તને તારૂણ્ય જે ચિર ધારતી. ૨
જો તું મને ચાહે કદાપિ જોઇ મુજ ધનકોષને,
ચાહીશ ના, ચાહીશ ના, ચાહીશ નાહિ કદિ મને;
મુજથી અધિકો રત્નથી ભરપૂર અદ્‌ભુત ઉદધિ જે,
ચાહજે તું તેહને તુજ પ્રેમને તે યોગ્ય છે. ૩

ચાહે નિરંતર શુદ્ધ કેવળ પ્રેમથી જો તું મને,
ઓ મધુરી ! ચાહજે તો તું સદા નિર્ભયપણે;
ઉદધિ, સૂર્ય, વસન્ત, એ સર્વે થકી અધિકું બને,
મુજ હૃદય ભક્તિભર્યું સમર્પું પ્રેમથી હું તે તને. ૪

[વસન્ત પુસ્તક ૧૨ અંક ૬] નલિનીકાન્ત નરસિંહરાવ દીવેટીયા.

---

## સેવાધર્મની ભાવના.

---

મંદાક્રાન્તા.

ચાલો મિત્રો ! પરહિત તણું કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતા દુઃખ તેનાં હરીશું;
શાંતિ દેવા જિગર બળથી સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય [1]વ્રણને દુઃખના હેતુ ટાળી. ૧
આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણયબળની [2]વારિધારા જ પ્રીતે;
શોકે ડૂબ્યું વદન નિરખી શાંતિ તેને દઈશું,
નિમિત્તે જે ઉદ્ભવ થયો શોક તે [3]વેડફીશું. ૨
અજ્ઞાનીના [4]તિમિર પટનો ભંગ કરવા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે ધીરીશું વીર્ય ખંતે,

---

૧ વ્રણ—ઘા. ૨ વારિ—પાણી. ૩ વેડફવું—નાશ કરવું.
૪ તિમિર—અંધકાર.

જેથી તેઓ ધીરજ ધરીને ચાલશે યોગ્ય પંથે. ૩
લોકોમાંહે નિરખી અશુચિ દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતોથી શિખવી શુચિતા મેલ છૂપો હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદય તો આપશે સેવ ભારી. ૪
સેવા-સેવા અવનિતળમાં ધર્મ બીજો ન જાણું,
સેવા-સેવા રટણ કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો છે વિકટ રસતો ત્હોય તેને ગ્રહીશું,
પ્રાણીસેવા કરી સુગુરૂના માર્ગમાં વિચરીશું.

[જૈન હિતેચ્છુ પુસ્તક ૧૪.] મણિલાલ નથુભાઇ દોશી બી. એ.

---

## ત્યાગ.

સોહિણી-ગઝલ.

હું જાઉં છું! હું જાઉં છું! ત્યાં આવશો કોઇ નહિ!
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહિ!
ના આંસુથી, ના [1]જુલ્મથી, ના [2]વસ્લથી, ના બંધથી,
દિલ જે ઉઠયું રોકાય ના! એ વાત છોડો કેદની!
સૌ ખુશ રહે જેમાં ખુશી! હું જ્યાં ખુશી તે હું કરૂં!
"શું એ હતું? શું આ થયું?" એ પૂછશો કોઇ નહિ!
કેં છે ખુશી? કેં છે નહિ? દિલ જાણતું જે છે તે છે!

---

૧ જુલ્મ-જુલમ. ૨ વસ્લ-મેળાપ.

જ્યાં જ્યાં ઠરી દિલની ખુશી ત્યાં ત્યાં ખુશી દિલ છે નકી !
પેદા કર્યો'તો ઇશ્ક ત્યાં ના કોઈને પૂછ્યું હતું !
એ ભૂંસવા જો છે ખુશી તો પૂછવું એ કંઇ નથી !
છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનંદથી જોવા સહી !
આ [1]ચશ્મ [2]બુરજે છે ચડયું [3]આલમ બધી નિહાળવા,
તે ચશ્મપર પાટો તમે વીંટી હવે શકશો નહિ !
મારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સુવાડજો,
હું જ્યાં દટાઉં ત્યાં ફૂલોને વેરશો કોઈ નહિ !
છે શું ફૂલો ? શું ઇશ્કને ? શું સૌ તમે જાનારને ?
આ માછલું દરિયાતણું તે ઉર્મિઓ ગણતું નહિ !
મુજ ઉર્મિ એ તમ વારિધી ! તમ વારિધી મુજ ઉર્મિ છે !
જે હિકમતે આ છે બન્યું તે જાણશો કોઈ નહિ !
શું પૂછવું ? શું બોલવું ? ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઈ નહિ !
[કલાપીનો કેકારવ.] કલાપી.

## વદાય.

વસન્તતિલકા.

હા આવીયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્ત કેરી ચિર શાંતિ હરી જ લેતો;

---

૧ ચશ્મ—આંખ. ૨ બુરજ—કોઠો. ૩ આલમ—દુનિયા.

ચાલી હવે સખિ! તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર સ્હેશે? ૧
સંધ્યા સલૂણી થઇ લુપ્ત સુષુપ્ત થાએ,
નેને રમે તદપિ રંગ રૂડા બધાએ;
આનંદ દેતું મૃદુ ગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે. ૨
ખીલી હશે કુસુમ તે કરમાય જ્યારે,
તોએ સુગંધ મનમાં કરી વાસ મ્હાલે;
હા! તેમ આજ તુજ દર્શન [1]લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદાએ. ૩
થાજો પ્રયાણ સુખરૂપ તને સખી ઓ!
નિદ્રા મીઠીજ વસજો મૃદુ લોચને જો!
સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધુરાં,
એ નિદરે રમી રહો સુખ દેઈ પૂરાં. ૪
મ્હારી ઉંડી હૃદયને મથતી વ્યથા જે,
ગંભીર શોક સરિતા પૂરમાંહી ગાજે;
હા! તેવી તુજ સુકમાર હૃદે કદી એ,
મા રેલશો અસહ્ય શોક તણી નદી એ. ૫
દેઇ વદાય સખી! આટલું યાચતો હું,
થાઉં વિલુપ્ત ભવ ચિત્રપટેથી જો હું;

---

૧ લુપ્ત—બંધ.

કહેવું પડે ખબર એ તુજ કોઈ કાળે,
એ આંસુડાં મધુર નેન થકી તું ઢાળે. ૬

[કાવ્ય માધુર્ય.] નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયા.



## ઉરનાં દ્વારો ખુલ્લા કરો !

આંચવળીના સંદેશાનો રાગ.

ખોલો ખોલો વ્હાલા ! દ્વારો ઉરનાં,
બોલો બોલો અંતરની સહુ વાત જો;
પોતાનાની પાસે પડદો ના ઘટે,
તમ સુખ દુઃખે વ્હાલા ! મ્હારો ભાગ જો. ખોલો. ૧
ઉર [1]સરિતે પૂર આવ્યાં ભારે ભાવનાં,
રોકો કાં એ કુદરતનો પ્રવાહ જો;
વહેવા દો, વહેવા દો છૂટા પૂરને,
રોક્યાં ના એ આપણુથી રોકાય જો. ખોલો. ૨
ભાવભર્યું હૈયું ખાલી થાવા ચહે,
તો મુજ વ્હાલા ! શાને આ સંકોચ જો;
ભાર હૃદયનો ઉર ઉઘડ્યે ઓછો થશે,
થાશે વ્હાલા ! ઉભય ઉરે સંતોષ જો. ખોલો. ૩

[સમાલોચક.] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.



---

૧ સરિતા—નદી.

# પ્રેમીને નિમંત્રણ.

પ્રેમની, પ્રેમની, પ્રેમની રે મુને. એ રાગ.

આવજો ! આવજો ! આવજો રે !
સહુ પ્રેમના પૂજારી પધારજો !
મુલ્કે મહોબતે નગરી ફનાની,
આંખો મિંચી હા ! ચલાવજો રે. સહુ. ૧
અગ્નિના ભડકા ઈશ્કીનું આંગણું,
હૈયું પતંગીયું બનાવજો રે. સહુ. ૨
રોતી આંખડલીનું ઉજમાળું બારણું,
બેશરમ બનીને ઉઘાડજો રે. સહુ. ૩
આગમાં કુદેલા પામેલા પ્રભુજીને,
પાલવે તો આપ ઝંપલાવજો રે. સહુ. ૪
દેવોએ કાલ મને કાનમાં કહેલ છે,
સન્દેશ સ્નેહનો સ્વીકારજો રે. સહુ. ૫
સ્નેહનો નેહડો લાગે હૈયામાં તો,
કદીય ન બીજું વિચારજો રે. સહુ. ૬
માનવ શરીરનું મંદિર મળ્યું અહા !
આતમને તેણે ઉદ્ધારજો રે. સહુ. ૭
માટીથી મોહી પડ્યા લોહીના સંબંધી,
તેનાથી ચેતી ચાલજો રે. સહુ. ૮

---

૧ જહાં-પૃથ્વી.

લગની લગાડી તો સારી [૧]જહાંને,
મોતીડું ઝાકળ માનજો રે. સહુ. ૯
ઠાઠડીમાં ગાંઠડી બાંધી લે બાંધવા,
તેના ન્હેલાં મરી જાણજો રે. સહુ. ૧૦
સોડમાં સુનારી, તે છોડી દેનારી,
આવે તો તેડી લાવજો રે. સહુ. ૧૧
છૈયાં છોકરડાં દોલત છે દેવોની,
મૂકે નહિ તો મનાવજો રે. સહુ. ૧૨
પ્રેમ એ જ ધર્મ અને ધર્મ એ જ પ્રેમ છે,
દમ બદમ દિવાના પૂકારજો રે. સહુ. ૧૩
દેહતણો મોહ એ તો માયા જ બાપલા,
સંસારીને એ સુણાવજો રે. સહુ. ૧૪
પ્રેમને મૂકીશું બસ ગોપીને ગાઇશું,
ચોકખું સગાંને સંભળાવજો રે. સહુ. ૧૫
પ્રેમને ચહો છો ? એ સાચું જ હોય તો,
થોડું કહ્યું ઘણું માનજો રે. સહુ. ૧૬
સાગર ભણે સુર ગુરૂ પ્રતાપે,
રંકનું કૈંક વેણ રાખજો રે.
આપ ખોટું રખે કંઈ લગાડજો રે,
આવજો આવજો આવજો રે. સહુ. ૧૭

[ શ્રીભક્ત પુ. ૯ અંક ૫. ] સાગર.

# માતાની યાચના.

ગઝલ.

પ્રભુ તું બાળ દે રૂડા, નહિ દેજે કદી કુડા;
કુડા કુંડી ભર્યા હોએ, ન રૂડા એકની તોલે. ૧
લજાવે કુખને મારી, ડૂબાવે કુળની કીર્તિ;
ન માતા બાળ એવાની, રહું [1]વંધ્યા પ્રભુ સારી. ૨
પ્રકાશિત એક ઇન્દુથી, ઉજળતી રાત અંધારી;
ભલે તારા તણાં ટોળાં, મળ્યે શું જાય તમ હારી ? ૩
પ્રભુ ! દે દાનવીર મુજ બાળ, કાંતો દુષ્ટ જનનો કાળ,
કાં તુજ ચરણ સેવનહાર, દેજે દેશહિત કરનાર. ૪
[સુન્દરી સુબોધ ૧૯૧૩] કલ્યાણજી વિઠ્ઠલભાઈ મ્હેતા.

## દગો.

ગઝલ.

કફન વિણ લાશ વેરાને, દિવાનાની પડી દિલબર !
[2]ખફા તેની ઉપર થાતાં, અરે ! તુજ હાથ શું આવ્યું ? ૧
દુવાગિર આ તમારાથી, લઈ જલ્લાદની તલ્વાર–
ખૂની તુજ હાથ કરવાથી, અરેરે ! હાથ શું આવ્યું ? ૨
દઈ દિલદારને ધક્કો, કજાના હાથમાં દેતાં;

---

૧ વંધ્યા–વાંઝણી. ૨ ખફા–ક્રોધી.

અરે ! એ [1]પેશ [2]કદમોથી, કહે તુજ હાથ શું આવ્યું ? ૩
કદમ તુજ [3]બોસવા ગભરૂ, પડ્યો'તો [4]પેરમાં ત્હારા;
જફામાં ફેંકતાં તેને, અરે ! તુજ હાથ શું આવ્યું ? ૪
હતી જ્યાં વસ્લની [5]ખ્વાહિશ, મળ્યું ત્યાં ઝેરનું પ્યાલું;
મગર તે [6]જામને ભરતાં, કહે તુજ હાથ શું આવ્યું ? ૫
[7]મુકદ્દરમાં હતું તેવું, બન્યું તુજ હાથથી માલિક !
પરંતુ એ દગો દેતાં, કહે તુજ હાથ શું આવ્યું ? ૬
હતો બસ મોતનો પ્યાલો, ખુશીથી જાત પી ફિદવી !
રહેતાં ચૂપ તો એવું, કહે તુજ હાથ શું આવ્યું ? ૭
જામે શરાબ માશુકને, ભરી દે ઓ ! ભલા સાકી;
હસીને બોલતાં એવું, કહે તુજ હાથ શું આવ્યું ? ૮
ભરી દેતાં રડ્યો સાકી, ત્યારે તું થઇ ગુસ્સે;
તેને લાત તે દેતાં, કહે તુજ હાથ શું આવ્યું ? ૯
ખુદા પાસે દુવા તારી, રડીને માગતું'તું દિલ !
ખંજર ભોંકતાં તેને, કહે તુજ હાથ શું આવ્યું ? ૧૦
" ફૂલોની ગેંદ છે " માશુક, છુરી છુપાવીને બોલી,
અહો ! ખિલાફ એ કહેતાં, કહે તુજ હાથ શું આવ્યું ? ૧૧
જીગર અશરાફ આ મ્હારે, ખતા તુજ માફ કીધી છે;
હવે તોબા સદા કરજે, ખુદા માફી તને બખ્શે ! ૧૨

---

૧ પેશ–મૂકવું. ૨ કદમ–પગ. ૩ બોસવા–ચુમ્બવા. ૪ પેર–પગ.
૫ ખ્વાહિશ–ઇચ્છા–આશા. ૬ જામ–પ્યાલો. ૭ મુકદ્દર–નસીબ.
૮ સાકી–પ્યાલો ભરી મંડળમાં ફેરવનાર.

રહે આબાદ તું દિલબર ! અને ખંજર અને પ્યાલું !
અરે ! પણ ઇશ્ક કરવાથી, હમારે હાથ શું આવ્યું ? ૧૩

[ કલાપીનો કેકારવ. ] કલાપી.



## મધુકરની વિજ્ઞપ્તિ.

ગઝલ.

અરેરે પુષ્પ ! આ ભમરો, મરે છે હો ! મરે છે હો !
નમેરૂં થઇશ શું વ્હાલા ? હું તારો છું તું મારૂં થા ! ૧
તું બીડાતાં હું બીડાઉં, તું ખીલે તો હું ગુંજું છું;
ન ભોગી પુષ્પ બીજાનો, હું તારો છું, તું મારૂં થા ! ! ૨
અરે ! તું ભૃંગ બીજા જો, ભ્રમણા કરતા ફૂલે ફૂલે !
કદી મારી ન રીતિ એ, હું તારો છું, તું મારૂં થા ! ૩
કંટક કાપી નાંખી દે, ભ્રમર છાતીથી ચાંપી લે;
તું શોભે સર્વદા હુંથી, હું તારો છું, તું મારૂં થા ! ૪
હું તારો ને ન તું મારૂં, ન રીતિ એ રતિની છે;
કદર તું પ્રેમની કર તો, હું તારો છું, તું મારૂં થા ! ૫
તપું છું હું, બળું છું હું, મરૂં છું હું, અરે પ્યારા !
તું મકરંદ છાંટી લે, હું તારો છું, તું મારૂં થા ! ૬
આ તો સ્વપ્ન ટુંકું છે, હું ગુંજી લઉં તું ખીલી લે !
થશે પળમાં અરે ! હા ! શું ? હું તારો છું, તું મારૂં થા ! ૭

સુકોમળ તું ખરી જાશે, ભ્રમર તારો મરી જાશે;
આખિરની ગતિ એ છે, હું તારો છું, તું મારૂં થા! ૮

[કલાપીનો કેકારવ.] કલાપી.

---

## કુમુદિનીનો પ્રેમોપાલંભ.

ગઝલ.

લગાડી મોહની પ્યારા! કઠિન હૈયું કર્યું શાને!
અહોહો! નાથ કપટી રે! બલીહારી તમારી છે. ૧
સ્મૃતિ છે એજ મુખડાની, ન દેખી હું દુઃખી છું રે!
ગ્રહી જો બાંય તો લજ્જા, તમારાની તમોને છે! ૨
બકું છું હું તમે માનો, જિગરમાં ઘા મને ઉંડા!
ઉમળકા આ હૃદયના હા! કહો કયાં ઠાલવું ફાડી? ૩
કરો ના બૂજ દર્દીની, ન મારો બાંધીને મ્હોડું;
ગ્રહી જો બાંય તો લજ્જા, તમારાની તમોને છે. ૪
વનોમાં આગીયા ઉડે, પલક ચમકી રહે છાના;
સુપ્રેમી આગીયા જેવા, તમે તોયે પ્રભુ મારા! ૫
ન તાણો પ્રેમની દોરી, બહુ તાણ્યે જશે તૂટી;
ગ્રહી જો બાંય તો લજ્જા, તમારાની તમોને છે. ૬
હું તો આ પુષ્પ છું કુમળું, ઝર્દ આ દર્દથી કીધું;
થજો સ્વપ્ને કરૂણ વ્હાલા! હણાઉં હેતવાળી હું! ૭
હતા સાથે ગયા ઉડી, વિચારો હો! વિસારો શે?

અહીં જો બાંય તો લજ્જા, તમારાની તમોને છે! ૮
જીવન આ ચંદ્રથી ઓપ્યું, શરીર પાણી પરે લટકયું!
દુઃખિયણ હું દુભાએલી, જીવું તો શું? મરૂં તો શું? ૯
અમીની આંખની પ્યાસી, કુમુદ આ તો તમારી છે;
અહીં જો બાંય તો લજ્જા, તમારાની તમોને છે! ૧૦
અરેરે! યોગ થાશો મા! થયો તો સ્નેહ જામો ના!
મૃદુથી પ્રેમી બેપરવા યા બેદરકાર જડાશો મા! ૧૧
અજાયબ સ્નેહના રસ્તા! અજાયબ ગાંઠ પ્રેમીની!
ખુમારીને ખુવારી છેઃ અજાયબ પ્રેમની મસ્તી! ૧૨

[ કલાપીનો કેકારવ. ]

કલાપી.

---

## મૃત્યુ.

વસંતતિલકા.

મેં બાપડું રમકડું કુમળું ઉછેર્યું,
આ પ્રેમના હૃદયનો રસ પાઈ પોષ્યું;
પારેવડા સમ હતું બહુ ભોળીયું એ,
ને ગીતડું પ્રણયનું મુજ બાલુડું તે. ૧
મ્હારી પ્રિયા હૃદયનું ફૂલડું હતું એ,
પ્રીતિ તણું મન હતું સુખીયું હતું એ;
પોઢયું હતું મુજ કને દિન એક કાલું,
સૌએ રડી કળકળી ફૂલ તે ઉપાડયું! ૨

લોકો કહે 'મરી ગયું' સમજ્યો ન હું તો,
ચાલ્યા લઇ 'કુસુમ' પાછળ હુંય ચાલ્યો;
જેને કહે જન 'શ્મશાન' તહીં ગયા સૌ,
મ્હારી પ્રિયા પણ હતી જન સાથમાં ત્યાં. ૩

ત્યાં કાષ્ટના ઢગપરે ફૂલ તે સુવાડયું!
લોકે કહ્યું 'શબ' ભલે ફૂલ મેં કહ્યું'તું,
મેં તો કહ્યું 'અરર! ભાઈ જરાક થંભો',
આ લાકડું કઠિન, અગ્નિવતી ન બાળો! ૪

રે સાંભળો! પણ તહીં ભડકો ઉઠયો શું?
મૂર્છા તળે દુઃખ ભૂલી ધરણી ઢળ્યો હું;
તે ક્રૂર સૌ જન ગયા નિજ ઘેર ચાલ્યાં,
આ એક જે મુજ હતી રહી પાસ તે ત્યાં; ૫

હું તો ઉઠયો, સળગતું મુજ કાળજું'તું,
ઢુંઢયું ન ત્હોય નજરે મમ પુષ્પ આવ્યું;
ત્યાં દૂર વૃદ્ધ અવધૂત હતો ગુફામાં,
તેણે શુણી રૂદન આવી મને કહ્યું આ. ૬

"ત્હારૂં ગયું કમળ મૃત્યુ તણે બિછાને,
"ત્યાં સૌ જશે જગત તો બ્રહ્મ છાબડું છે;
"આ પ્રેમ શો? રૂદન શું? દુઃખદાહ શાને?
"તું કોણ? તે સમજ બાપ! જરા ઉભો રૂહે! ૭

"ત્હારૂં ચીરે હૃદય વ્યર્થ રડી રડીને,
"ત્હારૂં ગયું ન વળશે કદિ પુષ્પ ભાઇ!

" સ્પર્ધા કરી [1]જળધિ [2]વ્યોમ ભણી કુદે છે,
  " ને સૂર્ય આ લઈ ગ્રહો ફરતો ફરે છે. ૮
" આવા અનેક ઉદધિ ઉછળ્યા કરે ને,
  " બ્રહ્માંડમાં રવિ મળી અણુશા ઉડે કૈં,
" અસ્તિત્વ એ સહુ તણું નહિ હોય કો દી,
  " કો દી હશે નભ બધું પરિશૂન્ય આ તો ! ૯
" તોયે હતા સહુ જ તત્ત્વ રૂપાંતરે આ,
  " કો એ નવું નથી થયું નવ થાય કાંઈ;
" કો દી વળી પ્રલયનો સહુ ભોગ થાશે !
  " ત્યારેય બીજ રૂપમાં સહુ આ સમાશે ! ૧૦
" ત્યારેય ન્યૂન રતિભાર નહિ થવાનું,
  " ને કાંઇએ અધિક હાલ નથી થએલું;
" દોરાય કો ગતિ અનંતથી વિશ્વ આવું,
  " ચીલો પડેલ પણ રાહ તણો દિસે ના. ૧૧
" તે માર્ગના પથિક તોય બધા દિસે છે,
  " છે મૃત્યુ, જન્મ, જીવવું, સહુ ભાસ માત્ર,
" તો મૃત્યુથી રૂદન, જન્મથી હાસ્ય શાને ?
  " વૈરાગ્ય મગ્ન રહી આયુ ન ગાળ શાને ? " ૧૨
તે દિનથી મન વિરાગ ધરી રહ્યો છું,
  ને તાહરૂં સ્મરણ મૃત્યુ કર્યા કરૂં છું;
તું શાંતિનું ભુવન છે દુઃખ અંત તું છે,

---

૧ જળધિ—સમુદ્ર. ૨ વ્યોમ—આકાશ.

પ્રેમે બળેલ દિલનો મધુ કાળ તું છે! ૧૩
તું હાસ્ય છે રૂદન કે હૃદયાગ્નિ રૂપે,
ને અશ્રુના ઝરણમાં સ્થળ જ્ઞાનનું છે;
તારા સુખી ચરણમાં સહુ ઘોર ઉંઘે,
તોયે તને મનુજ કો કદિએ ન જાણે! ૧૪
અંધાર તું જગત જે કદિ એ ન જોશે,
અંજાય વા નયન સૌ બહુ દિવ્ય તું છે;
જ્યાં સૌ રડે ખડખડી કર હાસ્ય ત્યાં તું,
તારૂં અધિપતિપણું સહુ કાળ ચાલે. ૧૫
રે ભાઈ મૃત્યુ! ગત કાળ બધો જ તારો,
ભાવિ તણા તિમિરનો ઉજળો તું દીવો,
હું તું પ્રિયા મુજ સહોદરશાં રહેશું,
તે દિવ્ય કાળ સુધી સાચવ બાળ મારૂં. ૧૬

[ કલાપીનો કેકારવ. ] કલાપી.

---

## નહિ છોડીએ.

ગઝલ.

અમોને પત્થરો મારો, ભલેને ભાંડજો ગાળો;
સપાટોના ઝપાટા દો, અમે તમને ન છોડીશું. ૧
અમારૂં સર્વ લુંટાયે, કદિ ઘર બાર વેચાયે;
ભલે અપકીરતિ થાયે, અમે તમને ન છોડીશું! ૨
અમારાં વાસણો વેચાય, છે પતરાવળાં તૈયાર;

રખડશું રાનમાં બેજાર, અમે તમને ન છોડીશું ! ૩
તરીને તીર પ્હોંચીશું, ચડી મુર્દા તણી ઉપર;
ગણીશું સર્પને [1]રજ્જુ, અમે તમને ન છોડીશું ! ૪
અમારી પૂતળી ઉંધી, અમે સૌ ઉલ્ટું દેખીશું;
અમારો જાન જાયે પણ, અમે તમને ન છોડીશું ! ૫
હળાહળ ઝેરના પ્યાલા, વિષે અમૃત ભર્યું માની;
કરીશું પાન પ્રીતિથી, અમે તમને ન છોડીશું ! ૬
તમે જેને કહો છો દુઃખ, અમે તેને ગણી આહ્લાદ;
મથીશું પ્રાપ્ત કરવાને, અમે તમને ન છોડીશું ! ૭
અમારા ને તમારામાં, જુદાઇ માનશું તોપણ;
તમારૂં તે અમારૂં છે, અમે તમને ન છોડીશું ! ૮
કદિ સ્વાર્થી ગણાવાથી, મળે કપટી તણી પદવી;
કહો હેવાન કે નાદાન, અમે તમને ન છોડીશું. ૯
અમે છે ઇશ્કના બંદા, સદા તેમાં મચ્યા રહેશું;
તમે છો [2]ગુલ અમે બુલબુલ, અમે તમને ન છોડીશું. ૧૦

[પ્રજાબંધુનો કોરોનેશન અંક] બુલબુલ.

---

## કહે છે તે કરતા નથી.

ગઝલ કવ્વાલી.

ડરો શાને ત્હમે ભુંડા ? અમે કંઈ એ ન કરનારા !

---

૧ રજ્જુ—દોરી, ૨ ગુલ—ફૂલ.

ભસે છે શ્વાન જે મ્હોડે, કદી તે ના કરડવાના ! ૧
ગગનમાં ગાજતા મેઘો ઉછાળે પેટનાં પાણી;
બહુ ગાજે બની ગાંડા, કદિ તે નહિ વરસવાના ! ૨
ગુમાની જે બની ગાંડા, કરે મ્હોડે બહુ બક્વા—
કદી તે હામ ભીડીને, કરી ના કાર્ય શકવાના ! ૩
ભરેલું તાવથી ભેજું, ઉછળતું સન્નિપાતેથી !
કહો શો દમ રહ્યો તેમાં ? બિછાને સૂઈ મરવાના ! ૪
કરે તે ના કહે મ્હોડે, કરે તે ના બકે ઝાઝું—
ન જાણે કર્મના ભેદો, કહો તે કેમ તરવાના ? ૫
નદીને તીર બેસીને, કરી બહુ પારની વાતો;
ન બાંધ્યો પૂલ એકે તે, કહો ક્યાંથી ઉતરવાના ? ૬
ઉભી છે સંગ મ્હાડાની, દીવાલો લાખ આડે જ્યાં,
ન તોડ્યો એક પણ મ્હાણો, કહો શું દુર્ગ ચ્હડવાના ? ૭
થશે જ્યારે હૃદય તૈયાર, કરવા કાર્ય અંતરનું;
કરી દેખાડશે પળમાં, નહિ મ્હોડે બબડવાના ! ૮
હૃદય સંકલ્પની શક્તિ, હમે વેદાન્તમાં શીખ્યા;
ઉતારી યોગમાં આજે, હમારૂં કર્મ ધરવાના. ૯
હજારો આડ એ ટાણે, હમારે માર્ગ છો આવે;
લગાવી આગની ફુંકો, હજારો વિઘ્ન હરવાના. ૧૦
ન કહેશો કંઈ નથી કરતા, ન કહેશો અંતરે ડરતા;
કરે તે ના કહે કદીએ, ભલે એ વખ્ત મરવાના ! ૧૧

[ બહારે વસંત. ] વસંત.

## ઋડણ.

ઉપજાતિ.

બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે, આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
લે છે સહુ કૈં સહુને દઇ કૈં, આભાર સૌનો સહુ ઉપરે છે. ૧

ના રાખતું કો ઋણનો હિસાબ, આભાર માની નવ કો રડે ત્યાં;
આનન્દમાં સૌ દઇને રહે છે, આનન્દમાં સૌ લઇને રહે છે. ૨

ગોળા ફરે એક જ તત્ત્વના સૌ, ખેંચાઇ એ એક જ તત્ત્વનાથી;
અર્પે, ગ્રહે છે સહુ એ જ તત્ત્વ, જે સર્વનું તે સહુને મળે છે. ૩

આ વાદળીમાં વિજળી રમે છે, આ સિન્ધુમાં આ નદીઓ મળે છે;
જૂદા થઇને સહુ એક થાય, જે જેનું તે ત્યાં જઇને સમાય. ૪

રે! માનવીનું પણ એ જ તત્ત્વ, હું તું મહીં એક જ રક્ત ચાલે;
તો કાં ન અર્પું મુજ શીર્ષ તુંને? અર્પું કદી તો ઋણ થાય શાનું? ૫

માગે ન લોહી મુજ કાં સુખે તું? શાને ડરે છે કંઇ માંગતાં તું?
તારૂં ગણે ના ક્યમ સર્વ મારૂં? મારૂં ગણે ના ક્યમ સર્વ તારૂં? ૬

આ વાત શાને જગમાં કરૂં છું? સંસારમાં વૈર જ નિરખું છું!
બ્રહ્માંડ આ એક જ ભ્રાતૃભાવ, જન્મ્યો કહીંથી કટુ ભેદભાવ? ૭

તે ભેદનો આ ઋણ એક અંશ, આભાર તેમાં કરતો પ્રવેશ;
વિદ્વેષ, ભેદો, ઋણ, ઉપકાર, એ કેમ ઉગ્યા વિણ બીજ ઝાડ? ૮

હુંથી બને જો કદિ કાંઇ તારૂં, તો માનજે ના ઋણમાં તને તું;
માંગીશ હું એ કદિ જોઇશે તો, તું આપજે હું સુખથી લઇશ. ૯

આભાર ભૂલે સહુ લોક આંહી, પીડા ન તેની કદિ થાય કાંઇ;
આભારનાં અશ્રુ નિહાળી કિન્તુ, ખેર્યાં અરે! મેં બહુવાર આંસુ. ૧૦

[કલાપીનો કેકારવ.] કલાપી.

## સંતાપ–સંશોધન.

હરિગીત.

ગમ્ભીર ઘેરાં ગીત કાં આ ગમગીનીનાં ગાય તું ?
દુનિયા ડૂબી છે દુઃખમાં શાને ડૂબાવે તું વધુ ?
ગાજે નિરન્તર ગીત તું આનન્દ–ચેતન પ્રેરતાં,
અથવા રહેજે મૂક તું—મા ગીત ગાજે શોકનાં. ૧
શું હું ત્હને બન્ધુ ! કહું ? કર ક્યાસ તો કૈં ચિત્તથી,
આનન્દ એ પ્રભુ રશ્મિ તો શું શોક પણ તેવો નથી ?
માનવ જીવનની શ્યામતા સંતાપ સંશોધિત કરે,
દર્શન કીધાના દુઃખના પ્રભુતા શું તે પીછાનશે ? ૨
જો ના ગુમાવી નિન્દ ત્હેં ચિન્તા મહીં કદી તરફડી,
જો ના ઉશીકું ભીંજવ્યું અનિવાર્ય આંસુ ધારથી,
જો ના કર્યું ઉર શુદ્ધ ત્હેં સંતાપની જ્વાળા મહીં,
તો ભવ્યતા આ જીવનની જાણી નહિ—જાણી નહિ. ૩

[ ગુજરાતીનો દીવાળીનો અંક ૧૯૧૬ ઈસ્વી. ] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

## પ્રીત.

સોરઠો.

હતી આંખમાં પ્રીત, ત્યાંસુધી અંતર હતું;

આવી વસી ત્યાં રીત, અંતરથી અંતર હુવે. ૧
હૃદય હતાં જે એક, તે આજે અળગાં થયાં,
દીઠા શૂન્ય વિવેક, જય જય થયા ત્યાં દૂરથી. ૨
ગોળ ખોળનો ભાવ, એક જ જ્યારે સાંભળ્યો;
પલટાયો ઉરભાવ, ભાળી જ્યારે કૃતઘ્નતા. ૩
જોઈ ડોળ દમામ, તન, મન, ધન અર્પણ કર્યાં;
ખોયો હા! આરામ, તસ્કરના મેમાન થઇ. ૪
[ ગુજરાતી તા. ૬-૮-૧૬. ] હરિયાણી.

---

## જો સ્નેહીને મન ના વસ્યું.

હરિગીત.

મુજ સ્નેહીનું સ્મિત પામવા કૈં કૈં પ્રયાસો મ્હેં કર્યા,
મુજ સ્નેહીને સંતર્પવા કૈં કૈં પ્રસાદો મ્હેં ધર્યા;
કૈં કૈં મુંગે મ્હોંએ સહ્યું મુજ સ્નેહીને સુખ આપવા,
આખું જીવન અર્પણ કર્યું મુજ સ્નેહીને સંતોષવા. ૧
ના ત્હોય હુ ફાવી શકયો સમભાવી સજ્જન! શું કહુ?
સંતોષતાં મુજ સ્નેહીને ના આવડયું—ના આવડયું!
ના ન્યૂનતા જોઇ શકુ પણ એટલું તો લાગતું,
જો સ્નેહીને મન ના વસ્યું—ધૂળમાં ગયું કર્યું કારવ્યું! ૨

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

---

## શુભને સદા અવકાશ છે.

હરિગીત.

છોને સનાતન પ્રશ્ન કૈં દિઙ્મૂઢ તુજ દિલને કરે,
છો વર્તમાનની ગ્રંથીઓ તુજ ઉરને ગુંચવ્યા કરે;
છો હોળીઓ વ્યવહારની જંજાળની સળગ્યાં કરે,
તું સેવજે બન્ધુ ! તથાપિ મીઠી સાત્વિક શાંતિને. ૧
છોને પ્રલોભન પાશ કૈં મીઠી મનોહર પાથરે,
છોને નિરંકુશ નિંદકો નિંદા સદૈવ કર્યા કરે;
છોને અચિંતિત અંતરાયો રોધતા તુજ પન્થને,
તું ધારજે બન્ધુ ! તથાપિ નિત્ય નિશ્ચળ ધૈર્યને. ૨
શાને થવા દે વ્યાપ્ત તું શોકાભ્રથી ઉર વ્યોમને ?
શાને નિરાશાગ્રસ્ત થૈ નિઃશ્વાસ તું મૂક્યા કરે ?
જોને શુભાશયી ચિત્તને દેવી ઉભી કૈં આશ દે,
અવકાશ છે, અવકાશ છે, શુભને સદા અવકાશ છે. ૩

[સાંજ વર્તમાન—પતેતી અંક] ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## એક પત્ર.

હરિગીત.

તન્મય બની હું પ્રકૃતિમાં નાવ વ્હેતું મૂકું છું;
સહુ દ્વેષી જનની દૃષ્ટિ બાંધી મત્ત થઇને જાઉં છું;

નહિ કોઈ પાછળ આવજો નહિ દૃષ્ટિ યાતો નાંખજો,
હું કોણ? ને હું ક્યાં જતો? એ અંતરે ના લાવજો. ૧
આ માર્ગ છે બહુ ભયભર્યો લાખો જનો જે ત્યાં ગયા,
તે દિવ્ય ઇચ્છા રાખતા આજે નથી પાછા ફર્યા;
વિશ્રામ સ્થાનો તેહનાં જોવા મને આશા ઘણી,
તો આજ મારી પ્રકૃતિ એ માર્ગમાં તન્મય બની. ૨
નવ શોચજો! નહિ દીર્ઘ નિઃશ્વાસો હૃદયમાં પાડજો!
જો પ્રેમનાં આંસુ ઝરે તો શૂન્ય ભાવે ખાળજો!
એ આંસુઓ લ્હોવા ન દેજો કોઈ બીજા પ્રાણીને,
રોવું ભલું એથી અરે! એ ક્રૂર પ્રાણી ભાળીને. ૩
આ વિશ્વના સહુ દૃશ્ય ભાવોમાં છુપાયું દુઃખ એ,
સૌ પ્રેમમાં અવધિ કરે પણ ત્યાં ન સાચું સુખ છે;
છે જે વધાઈ જન્મમાં છે તે વધાઇ મર્ણમાં,
જો જીવન આ જોડાઈ જાયે પરમ સુખના શર્ણમાં. ૪
મમ માર્ગને કાંઠે છવાયાં ઝાડ કેરાં ઝુંડ આ,
તે મધ્યમાં કાળી કિનારી યુક્ત દિસે કુંડ આ;
તે કુંડથી હું કંપું છું તે જોઇને મનમાં બળું,
આજે પ્રયાસે મગ્ન થઈ હું કેમ તે બાજુ વળું? ૫
જો ઉછરતી વૃત્તિ જશે સપડાઈ આવા પાશમાં,
તો જગતનો આભાર સઘળો દાબશે વિશ્વાસમાં;
ગિરિશૃંગ સમ ઉભરાઈ ઉછળી જે મળે આ નેત્રમાં,
તે સર્વ જળનું પ્રબળ થાશે લુબ્ધ મારા મંત્રમાં. ૬

એ શાન્ત જળની આહુતિ આપીશ મારા કર્મને;
વધતું જવું તે ભાગ્યમાં રૂચ્યું પ્રતાપી ધર્મને;
જો સ્મરણુ મારૂં યત્ન કરતાં પણુ હૃદય આવી ઠરે,
તો જઇ ઉભા રહેજો નદીને તીર જ્યાં નીર ઉછળે. ૭
શ્રદ્ધાંજળી અર્પી મને ત્યાં દિવ્ય વસ્તુ નાંખજો;
પણુ ઉત્તરોની આશ કોટી ભાસથી નહિ રાખજો;
હું મસ્ત છું મુજ ગાનમાં હું મસ્ત છું મુજ તાનમાં,
સુખ દુઃખ સહુએ સ્વપ્ન ધારી જઈ વસું આ ભાનમાં. ૮
ઓ સ્નેહીઓ ! ઓ દ્વેષીઓ ! હું છેતરીને જાઉં છું,
પ્રીતિ તમારી છોડીને હું એકમાર્ગી થાઉં છું;
એ અંધકાર કહો ભલે પણુ કેમ એ રૂચે મને ?
તે અંધકારે તો જુવો બાંધ્યું તમારા વિશ્વને.

[જૈન હિતેચ્છુ.] મોગલ વંશનો છેલ્લો બાદશાહ વૃદ્ધ વયે.

## પ્રભુની ઓળખાણુ.

ગઝલ.

પ્રભુનું નામ જો લે છે પ્રભુ તે શું ? શિખી લેજે;
વૃથા નહિ કાળને ખોજે, પ્રભુને ઓળખી લેજે. ૧
પ્રભુનું રૂપ આવું છે, પ્રભુનું મુખ આવું છે;
પરિમીત એહને કરતાં ભલો થઇ દૂર તું રહેજે. ૨
પ્રભુએ આ કર્યું છે ને, પ્રભુએ આ કર્યું છે ના;

હજારો હાથવાળાની, એવી હદ બાંધતાં ડરજે. ૩
પ્રભુનો ના પ્રભુ તું થા ! પ્રભુના શર્ણમાં રહી જા;
નકારે ના પ્રભુ તું ગા કરી બસ એટલું લેજે. ૪
પ્રભુ શું ? ને પ્રભુ શું ના ? કહી તું ના શકે કો દી;
ગનીમત જે મળ્યું માની સદા સંતોષમાં રહેજે. ૫
પ્રભુ છે ક્રાઈસ્ટ ને મહમદ, પ્રભુ છે બુદ્ધ ને જરથુસ્ત,
પ્રભુ છે પીર પયગમ્બર સદા એવું ગ્રહી લેજે. ૬
પ્રભુ છે રામ ને રહીમાન, પ્રભુ છે કૃષ્ણ–પરશુરામ;
પ્રભુ છે જિન ને અરિહંત, સહુને એક કહી દેજે ! ૭
જગતમાં નામ છે જે જે પ્રભુનાં છે બધાં તે તે !
પ્રભુના નામની માળા, પૂરી એ રીતથી કરજે. ૮
પ્રભુ છે સર્વમાં સરખો, પ્રભુ છે સર્વને સરખો;
પછી તું આ પ્રભુ આ ના, કદી એવું નહિ કહેજે. ૯
પ્રભુ છે શબ્દ ને શક્તિ, પ્રભુ છે કાર્યનો આત્મા;
બનીને કાવ્યથી તન્મય, પ્રભુને ત્યાં કળી લેજે. ૧૦
પ્રભુ છે ભક્તની ભક્તિ, પ્રભુ છે જ્ઞાનની શક્તિ;
પ્રભુ છે કર્મ કરનારો, વિચારી એ બધું લેજે. ૧૧
પ્રભુ છે યજ્ઞ રૂપે, ને પ્રભુ છે દ્રવ્ય આહૂતિ,
બની આ જગતમાં એવો પ્રતીતિ તું કરી લેજે. ૧૨
પ્રભુ છે દીનનો બેલી, કરે છે વાર એ વહેલી;
ભળીને એ ભલાઈમાં, પ્રભુને પારખી લેજે. ૧૩
પ્રભુ છે વિશ્વની હસ્તી, પ્રભુ છે પ્રેમની મસ્તી;

ઉદાસીની ઉદાસીમાં, પ્રભુને પારખી લેજે. ૧૪
પ્રભુ છે ભોળીયું બુલબુલ, પ્રભુ છે ગુલહજારી ગુલ;
પ્રભુ છે ઇશ્કની મેના, કરી 'યાહોમ' ત્યાં જોજે. ૧૫
અધમને તારનારો એ, ગરીબો પાળનારો એ;
અપંગ ઉગારનારો એ, પ્રભુ ત્યાં જોઇ તું લેજે. ૧૬
પડે જ્યાં આંખથી આંસુ, દ્રવે જ્યાં ઉર છલકાતું;
પ્રભુના તખ્તની ત્યાં ત્યાં, નિશાની જોઇ તું લેજે. ૧૭
મીલાવે હસ્ત જ્યાં મિત્રો, મીલાવે ઉર જ્યાં આશક,
હૃદયના તાર જ્યાં કંપે, પ્રભુને ત્યાં નિહાળી લે. ૧૮
પ્રભુ વિદૂરને કૂળીયે, પ્રભુ સબરીની ઝુંપડીએ;
સ્થળો એવાં નિહાળીને, પ્રભુને મેળવી લેજે. ૧૯
પ્રભુ ડાહ્યા તણો છેલ્લો, પ્રભુ ઘેલા તણો પહેલો;
બની ઘેલો, થઇ વહેલો, મજા તું જોઇ ત્યાં લેજે. ૨૦
વિભુની આ વિભૂતિને, નઇતિ, એટલું કહેજે;
પ્રભુના અંશમાં આખા, જગતને જોઇ તું લેજે. ૨૧

[ગુજરાતી ગઝલીસ્તાન.] સંચિત.

---

## આશા ન હોય.

હરિગીત.

"દુનિયા તણા દુઃખ દારવા કૈં કૈં પ્રયાસો આદર્યા,
રે ! બેકદર દુનિયા છતાં કરતી જરી દરકાર ના;

શાને અરે ? અજ્ઞાન જન સેવા ન મુજ સ્વીકારતા,
શાને હશે વ્યાપી રહી દુનિયા મહીં અકૃતજ્ઞતા ?” ૧
ફરિયાદ એ બંધુ ! કદિ અધીરો બની કરતો નહિ,
માને ન શું કૃતકૃત્યતા સેવેચ્છુ જન સેવા મહીં ?
નાદાન બાળક માતના શુભ આશયો સમજે નહિ,
શું માત માટે વ્હાલસોયી બાળને તરછોડતી ? ૨
દુઃખાંધ દર્દી નિજ હિતૈષી વૈદ્યને તો ગાળ દે,
શું ધર્મપ્રેમી વૈદ્ય તેથી દર્દીને મરવા દીયે ?
નિષ્કામ સેવા સ્નેહમય બન્ધુ ! સદૈવ કર્યે જજે,
સેવા તણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને. ૩

[વસન્ત પુ. ૧૧ અંક ૧૦.] ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## હૃદયનો પ્રેમ.

ગઝલ.

હૃદયમાં પ્રેમ છે જેને, અખંડાનંદ છે તેને !
ખરી જે પ્રેમની મસ્તી, જડી જેને થઈ સસ્તી;
પછી આરામ કે તસ્તી, હશે વેરાન કે વસ્તી. ૧
જઇને ભેટશું દોડી, વિકારી માનને મોડી;
બીજા નિયમો બધા તોડી, દઈશું પ્રાણને જોડી. ૨
જગત રચના ફરે જોતો, નથી માયા મહીં મ્હોતો;
મહાત્મા છે છગન એ તો, ભલે લેતો ન કૈં દેતો. ૩

છગનલાલ.

## છતાંયે પ્રેમ નહિ છૂટે !

ગઝલ—કવ્વાલી.

કદિ આકાશ શિર તૂટે, છતાંયે પ્રેમ નહિ છૂટે !
કદિ જો વજ્રમાં કૂટે, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૧
સુરત જાગી લગન લાગી, અગન આ અંગમાં વ્યાપી;
ન માપી જાય ઉર ઇચ્છા, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૨
પૂરે છો કેદખાનામાં, છુપાવે કંઇ ઝનાનામાં;
પ્રકટશે આપ એ જ્યોતિ, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૩
પિછાણ્યો પ્રેમ પ્રલ્હાદે, પછાડ્યું વિશ્વને પગથી;
ધ્રુજાવ્યા સપ્ત લોકોને, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૪
ઉખેડ્યા પ્હાડ પાતાળી, વિખેરી વજ્ર છાટોને;
ઉધાડ્યા લોહના સ્થંભો, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૫
પિછાણ્યો પ્રેમ ધ્રુવ બાલે, અકાળે યોગમાં મ્હાલે;
નચાવ્યું ઇંદ્રપદ તાલે, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૬
હૃદયમાં પ્રેમ લય જાગી, ઉપાધિ વ્યાધિઓ ભાગી !
રતિ ભીતિ બધી ત્યાગી, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૭
ત્યજાશે દેહના બંધો, ત્યજાશે સ્નેહ—સંબંધો;
હૃદયના મર્મ બંધોનો, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૮
કરમાશે કનક—કાયા, વિલાશે વિશ્વની માયા;
હરાશે હામ ને હૈયાં, તથાપિ પ્રેમ નહિ છૂટે ! ૯
જડાયો જીવ જે સાથે, નસોના રક્તમાં વહે છે;

રમે છે રોમ રોમે તે, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૦

ખરો એ પ્રેમ હનુમંતે, બતાવ્યો ચર્મ ચીરીને;
લખાવ્યા રામને રોમે, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૧

હતો એ પ્રેમ સીતાનો, બુઝાવી આગની ઝાળો;
કદિ જો આગમાં બાળો, તથાપિ પ્રેમ નહિ છૂટે ! ૧૨

બુઝાવી આગ એ દેશે, ઉલેચી નીરને લ્હેશે;
સદા છે ! છે ! અને રહેશે ! કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૩

જુઓ ઓ ! ક્રૂર જોનારા ! જુઓ કરી કોટી ટુકડાઓ !
લખ્યો છે અંતરે ઉંડો, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૪

હસે છે આજ જોનારા, જશે એ સર્વ રોનારા !
હસે છે એ જશે તોયે, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૫

જશે એ ને હમે જઇશું, જવાનો માર્ગ છે સૌનો;
જશે નહિ એક એનો એ, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૬

જનારાને જવા દઇશું, બહુ જોનારને જોશું;
જવું-જોવું-બધું લેશું, તથાપિ પ્રેમ નહિ છૂટે ! ૧૭

દિશાઓ ડગમગાવીને, ગગન આ ખળભળાવીને;
અમર રેણુ ઝુલાવીને, કદિયે પ્રેમ નહિ છૂટે ! ૧૮

પ્રભુ એ પ્રેમને પૂજે, જગત સૌ પ્રેમથી ધ્રૂજે;
ખરૂં એ શાસ્ત્રને સૂજે, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૧૯

જશે એ ઇલ્મ ને આલમ, જશે સૌ ઈલ્મનાં પોથાં;
જશે સૌ બોલનારાઓ, છતાંયે પ્રેમ નહિ છૂટે ! ૨૦

ન રહેશે બોલવું-કહેવું, ન સાંભળવું અને દેવું,
જશે આ વિશ્વનું સઘળું, તથાપિ પ્રેમ નહિ છૂટે ! ૨૧

[બહારે વસંત.]
વસંત.

# ભાગ્યપર મસ્તાન.

ગઝલ.

અમારા પાક દિલડાને, દગલબાજી ડુભાવે છે !
હમારા પ્રેમ પંખીને, ત્હમે પાજી રીબાવો છો ! ૧

ત્હમારા ભાગ્યની સંપત, ત્હમારા ઈશ્ક આનંદો;
તમોને તે મુબારક હો ! હમોને શું બતાવો છો ? ૨

તમારૂં તે તમોને હો ! હમોને ના રતિ જોઇએ;
ત્હમો તે લાલચો આપી, હમોને શું રીબાવો છો ? ૩

ત્હમે ચાહો કે ના ચાહો, હમારૂં શું ગયું એમાં ?
હમો હમ ભાગ્યથી મસ્તાન, દીનોને શું ડુભાવો છો ? ૪

હમારા ભાગ્યની કુંચી, હમોએ હાથ ઝાલી છે;
ત્હમે પાજી થઈ રાજી, હમોને શું ડરાવો છો ? ૫

અગામી લોહ કીલ્લામાં, અભેદ્યાં પડ છવાયાં છે;
બહુ ગેબી ગુફાઓમાં, હમારાં ભાગ્ય છુપાયાં છે. ૬

હમારા ભાગ્યના ભેદો, ભરમ ઉંડા લખાયા છે;
ત્હમે તે ભર્મ ને ભેદો, કદિ ના જાણનારા છો ! ૭

હમારા ભાગ્યની લક્ષ્મી, સુખો-દુઃખો ગમે તે હો,
બહુએ લાડ કોડથી, જીરવનારા હમે છૈએ. ૮

ત્હમારા ભાગ્યની ભેટો, હમોને ઝેર જેવી છે;
હમારા ભાગ્યની રેખા, હમોને પ્રાણ પ્યારી છે. ૯

ત્હમારી મ્હેરબાની કે, રહમદારી નથી જોતી,
હમારી પાક દાનત તો, રહમદારી પિતાની છે. ૧૦

[રથા. જૈ. કો. પ્રકાશ.] આ-સં-શ્રે.

# પ્રેમપત્ર.

દ્રુતવિલંબિત.

પ્રિય સખે! તવ પત્ર મિલા નહિ, મમ મનોરથ પુષ્પ ખિલા નહિ;
ન તુમકો ઇસકા કુછ દોષ હૈ, બસ હમી પર દૈવિક રોષ હૈ. ૧
હૃદયકો હમ ક્યોં કર તોષ[1] દે? પર તુમ્હેં કિસ કારણ દોષ દે?
જબ સ્વયં તુમ ભૂલ રહે હમેં, વિધિ કહાં અનુકૂલ રહે હમેં! ૨
નિજ દશા તમસે હમ ક્યા કહે, ઉચિત હે ચુપચાપ વ્યથા સહે;
વહ કથા ન કભી લિખ પાયઁગે, યુગયુગાંતર ભી ચુક જાયઁગે. ૩
પ્રણય [2]પાવક નિત્ય જલા કરે, હૃદય પિંડ સદૈવ ગલા કરે;
પર તુમ્હેં કુછ ભી ન ખલા કરે, કુશલ હો, ભગવાન ભલા કરે. ૪
નયન હૈ તુમકો મૃદુ માનતે, કઠીનહિ પર પ્રાણ બખાનતે;
અબ તુમ્હી કહ દો, તુમ કૌન હો? પર અહો! અબતો તુમ મૌન હો! ૫
સરસ થે લગતે તુમ તો બડે, પર અહો! નિકલે ઇતને [3]કડે;
બસ યહી યદી થા કરના તુમ્હેં, હૃદય થા ફિર ક્યા હરના તુમ્હેં. ૬
તનિક જો તુમ 'નેહ' નિબાહતે, સમઝતે કિતના હમ ચાહતે?
પર વૃથા અબ હૈ યહ જલ્પના, મિટ ગઇ મનકી સબ કલ્પના. ૭
તુમ યહાઁ સુધ લો કિ ન લો કભી, ઉચિત ઉત્તર દો કિ ન દો કભી,
પર યહી કહતે હમ હૈ અહો! તુમ સદૈવ સહર્ષ સુખી રહો. ૮
[સરસ્વતી માસિક. કાર્તિક ૧૯૭૧.]

---

૧ તોષ—સંતોષ, ૨ પાવક—અગ્નિ—જ્વાળા, ૩ કડે—કઠણ.

# પ્રેમી કે પાગલ?

ગઝલ-કવ્વાલી.

જીગરથી ચાહનારાને, જીગર સાથે જડી દેશું;
કદર જે પ્રેમની કરશે, પગે તેને પડી રહેશું. ૧
નથી શીખ્યા હમે તો પાઠ, દુનિયામાં જુદાઇના;
ગણે જે એક તેનાથી, સદાયે એક થઇ રહેશું. ૨
ન દીઠું સ્વર્ગ કંઇ બીજું, જીગરની ગોદમાં જીન્નત;
અને આ જીંદગાનીની, ખરી લહેજત ભરી લેશું. ૩
ગણે ના જે જુદાઈ, તેમની મીઠી ગુલામીમાં;
હમે તો મોક્ષ માનીને, હમેશાં મસ્ત થઇ રહેશું. ૪
ભરી બાઝારમાં આવ્યા, ખરિદી દિલ તણી કરવા;
સમર્પી દિલ અને દુનિયા, ખરિદી દિલ અમે લેશું. ૫
કટુ કહેશો દગો દેશો, કદિ ઝુંટી બધું લેશો;
હમે ત્હોયે ત્હમારૂં તો! હસીને દિલ હરી લેશું. ૬
જીગરનો તંગ બાંધ્યો બંધ, નહિ તોડ્યો કદિ તૂટે;
અજલ જો આવશે ત્હોયે, હસીને દિલ કસી લેશું. ૭
દગાબાજી કરી કિસ્મત, કદિ દેશે જલાવી તો,
જીગરની ખાક ભૂસીને, સદા આનંદમાં રહેશું! ૮
અલખની ઇશ્ક ધૂનીમાં, ખુદાઈ નૂર પૂરીને;
ટળી માલેક કે બંદા, અમે તો એક થઈ રહેશું. ૯

[બહારે વસંત.] વસંત.

---

૧ જીન્નત-સ્વર્ગ.

# પ્રિય સંદેશ.

હરિગીત.

મમ જીવનના સ્વામી પિયુજી! આપને આ પ્રેમના,
ઉર આંસુડાની થાળ વ્હાલા! મોકલું છું ભેટમાં;
છું રંક હું વળી બાળ ને અજ્ઞાન નિરાધાર છું,
એવી તમારી કિંકરી પ્રિય ચરણુ અર્પે શું બીજું? ૧
મુજ હૃદય રૂપી પાંજરૂં તે આપ વિણુ કોને ગ્રહે?
છો શરીર જૂદાં-દૂર પણુ આ ઉર તો ન કહીં જશે;
તે તો તમારા નામના તે તો તમારા ધામના,
તે તો તમારા કામના, તે તો તમારા પ્રેમના- ૨
જાપો જપી તાપો તપી સદ્‌ગુણુ સ્મરી ચિતડે ધરી,
દૂર છો નહિ થાશો નહિ-રહેશે ન આત્મ જૂદા જરી,
આ શરીર તો જ્યાં ત્યાં પડેલું સેવવા માટે સૃજ્યું,
પણુ હૃદય તો મેં આપને જે અર્પિયું તે અર્પિયું. ૩
દુનિયા તણુા વિલાસ ને વૈભવ તરફ વૃત્તિ નથી,
ને સ્વાર્થ માટે આપને ચાહીશ નહિ ચ્હાતી નથી;
શું શું વદું? શું શું સ્મરૂં? સુઝે ન બીજું જીવનમાં,
સ્વીકારજો સંભારજો હું આપની જ છું સર્વદા. ૪

[સુન્દરી સુબોધ વર્ષ ૧૨ અંક ૧-૨.] એલ. એ. એ.

## પ્રિય સંદેશ (જવાબ.)

હરિગીત.

વ્હાલી ! ત્હને આ જિગર અર્પ્યું સર્વ ત્હારૂં છે થયું,
તું માહરી ને તાહરો હું અન્ય જગમાં ના રહ્યું;
આ 'ફૂલ નહિ ને પાંખડી' શી ભેટ સ્વીકારો પ્રિયા !
જ્યાં હૃદય અર્પે હૃદયને સહુ સ્વર્ગ સરતાં સ્નેહનાં. ૧
પ્રિય ! તાહરો ઉરભાવ મ્હારા જીવનમાં વ્યાપી રહે,
ત્યાં હૃદય હ્રયની એકતા પ્રીતિ પ્રભુતામાં વહે,
કંઈ દિવ્ય દર્શન અવનવાં નિત્ય નિત્ય જગમાં પ્રગટશે,
પન્થ પ્રભુના ધામનો સુન્દર સરલ સહુને થશે. ૨
એ વિરલ માર્ગે વહન કરતાં દિવ્ય ધામે વિરમીશું,
ને પુણ્ય પાવન પ્રેમના મંત્રો મધુરા ગુંજીશું;
ને સકળ આલમના મહારાજાધિરાજ અને પ્રિયા !
મહારાણી—સામ્રાજ્ઞી બનીશું દેવી દંપતી સ્નેહમાં. ૩

[સુન્દરી સુબોધ પુ. ૧૨ અં. ૧.] પ્રેમયોગી.

## પ્રીતિસ્મરણ.

ધનાશ્રી.

પ્રીતિ તણો ઉપકાર વિસરૂં હું કેવી રીતે ઉપકાર ? ટેક.
પવિત્ર ત્હારો પ્રેમ જ હૃદયે (૨), નિત્ય રમી રહેનાર (સ્નેહી)

સદ્દબોધ દીધો તુજ રસનાએ, કદિ ન વિસરનાર. વિસરૂં. ૧
નિઃસ્વાર્થી પ્રીતિ તુજ દીઠી (૨), સ્વાર્થ નહિ તલભાર (તેમાં)
સદ્‌ગુણ રૂપી સુંદરતા તારી, મુજ મન હરી લેનાર. વિસરૂં. ૨
મુજ જીવનને દુઃખી જાણી (૨), ચિંતા તું કરનાર (મ્હારી)
રક્ષી નિરંતર શાંતિ હૃદયે, ધીરજને ધરનાર. વિસરૂં. ૩
પ્રપંચ જાળથી જગત ભરેલું (૨), કીધો હૃદયે પ્રહાર (તેણે)
સાચા પ્રેમીના બેલી શ્રી પ્રભુજી, અંતે તારણહાર. વિસરૂં. ૪
સ્નેહી ત્હારૂં સ્મરણ થાતાં (૨), વ્હેતી અશ્રુધાર (નયને)
હવે ફરી તું ક્યારે મળશે? જીવન મધુર કરનાર. વિસરૂં. ૫
દિલાસારૂપી જળ સિંચીને (૨), શોકમાં હસાવનાર (મુજને)
નિર્દોષ ત્હારાં પ્રીતિ સ્મરણો, સ્નેહને વધારનાર. વિસરૂં. ૬
વિયોગ ત્હારો ક્યારે ટળશે (૨), ભૂલાય નહિ ક્ષણવાર (અહા તું)
હે પ્રભો! તુજ ચરણે નામું, કર સત્યનો જયકાર. વિસરૂં. ૭
[સુંદરી સુબોધ પુ. ૧૨ અંક ૧–૨.] સૌ. મંગલા.

---

## સ્નેહધામ સુનાં.

ચલતી.

સ્નેહ ધામ સુનાં સુનાં રે.
સુનાં મંદિર સુનાં માળિયાં મ્હારાં,
સુના આ ચંદનીના ચોક રે. સ્નેહ. ૧
પાના પ્રારબ્ધના ફેરવું રે,

કાંઇ આવે વિયોગની વાત રે. સ્નેહ. ૨
લાખ ચોરાશીમાં હું ભમ્યો પ્રભુ !
તોય આવ્યો નહિ પાર રે. સ્નેહ. ૩
કાળ અનાદિથી ભૂલ્યો ભમું પ્રભુ !
વાટ સાચી નવ સુઝી રે. સ્નેહ. ૪
ઘોર અંધારા મારા હ્રદયના પ્રભુ !
નાઠા ન તુમ દર્શનથી એ. સ્નેહ. ૫
ક્યારે ઉઘડશે એ લોચનો મારાં,
દિવ્ય જ્યોતિના અંબાર રે. સ્નેહ. ૬

[ન્હાના ન્હાના રાસ.] ન્હાનાલાલ દલપતરામ કવિ.

## પ્રેમવ્યાધિ.

દર્દથી હએરાન છું હું, ઝખમ કારી દિલ મહિં;
આવશે ના તું [1]તબીબ! મુજ જાન તો રહેશે નહિં.
દીઠો હતો કહે ભાઇ! તેં, કો બાજ ઉડતો તર્ફ આ ?
પિચ્છ કાળાં, તેજ આંખો, દિલનો ટુકડો મ્હોં મહિં.
થોભાવજે, થોભાવજે, એ માલ મારો, હું ધણી;
ઈશ્કના લહુથી છું રંગીન, ઇશ્કની મય રગ મહિં.

[ગુજરાતી ગઝલીસ્તાન] હાજી મહુમ્મદ અલ્લારખિયા શિવજી.

---

૧ તબીબ–વૈદ્ય.

# હમારો ભેખ.

ગઝલ.

નહિ કાળાં, નહિ ભગવાં, નહિ ઝોળી, નહિ કફની,
નહિ માળા, નહિ તસ્વી, હમારો ભેખ ન્યારો છે. ૧
હમારાં શાસ્ત્ર જૂદાં છે, હમારા મંત્ર છે જૂદા;
પ્રભુના પ્રેમની પોથી, હમારો વેદ ન્યારો છે. ૨
બધી આલમ હસે અમને, ભલે નિન્દે, લઢે તોયે;
હમારો જાન દેવામાં, હમારો યોગ ન્યારો છે. ૩
દયા, શ્રદ્ધા, ક્ષમા, સેવા, હમારા મંત્ર એ ચારે,
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક એ હમારો છે. ૪
રહ્યા અસ્થિ જ દુનિયામાં, બધું ચેતન ગયું ઉડી;
તે અસ્થિને જગાવામાં, હમારો ઇલ્મ ન્યારો છે. ૫
પ્રભુને રંગ રંગાઇ, ધર્યા છે કેસરી જામા,
ઝુકાવ્યું શિર તો મરવું, હમારા જંગ જૂદા છે. ૬
હમારા વેદ ને ઇંજીલ, હમારા મંદિરો મસ્જિદ;
હમારા યોગ ને યજ્ઞો, હમારૂં સર્વ જૂદું છે. ૭
હમારી ખાકની મુઠ્ઠી, ઉડાવીશું બધે ચોગમ;
હમારે રંગ રંગીશું, હમારો એ જ દાવો છે. ૮

[ગુજરાતી ગઝલીસ્તાન] નર્મદાશંકર બાળાશંકર.

# પ્રીતિના સત્યાસત્ય પડદા.

ગઝલ.

જગતના સ્વાર્થ કે ધન લોભને આધીન જે પ્રીતિ,
બને વેચાણ બાજારે, ગણી છે હીન એ પ્રીતિ. ૧
હઠે પાછી પડી આછી, નજર ચડતાં જરા ભીતિ,
દુઃખો પડતા ડગે-ભાગે, બની રસહીન એ પ્રીતિ. ૨
બધાંને સ્વાર્થ વ્હાલો છે, બન્યો એ પ્યારનો પ્યારે;
રહે છે ક્ષુદ્ર પ્રેમીથી, સદાયે ભિન્ન એ પ્રીતિ. ૩
ન શોધે સ્વાર્થની બાજી, રહે દુઃખ દર્દમાં રાજી;
સદા આનંદથી ગાજી, રહી ત્યાં લીન એ પ્રીતિ. ૪
મરે ત્યારે મરે સાથે, તરે ત્યારે જડે હાથે;
જીવે છે વારિની સાથે, સમજતાં [1]મીન એ પ્રીતિ. ૫
પતંગો દીપમાં બળતા, જીવન નિજ જ્યોતને ગણતા;
મરીને પ્રેમીમાં મળતા, બની ભયહીન એ પ્રીતિ. ૬
પરસ્પર પ્રાણ સાધીને, જીગરના તાર બાંધીને;
સહે સાથે ઉપાધિને, ન દીઠી ખિન્ન એ પ્રીતિ. ૭
ભવો ભવ વિસર્યાં ભીતિ, હજારો રાતડી વીતી;
નથી સો મોતથી બીતી, બની તલ્લીન એ પ્રીતિ. ૮
જગતના સ્વાર્થના દોરે, ગુંથી છે મર્મની ગ્રંથી;
પૂર્યાં મન મેલનાં ચિત્રો, બની [2]મિસ્કીન એ પ્રીતિ. ૯

---

૧ મીન—માછલું, ૨ મિસ્કીન—કંગાળ.

વહે બ્રહ્માંડને જીતી, ગમનની ના ગમે ગીતિ;
ખરી એ પ્રેમની રીતિ, ધરી રહેતી પુનિત પ્રીતિ. ૧૦
બની સૃષ્ટિ નવા જગની, નવી ખૂબી રગે રગની;
નિરંતર લાગતી લગની, જીવન છે તુચ્છ વિણ પ્રીતિ. ૧૧
[જૈ. શ્વે. કો. હેરલ્ડ.] વસંત.

---

## જિગરના ઘા.

ગઝલ.

દુનિયા બધી ડહોળી હવે, ના ડહોળવું બાકી કંઇ;
ખાધું, પીધું, ને ભોગવ્યું, ના ભોગ છે બાકી કંઈ! ૧
દુનિયા મહીં ખાવા પીવાનો, સ્વાદ લઇ લીધો બધો;
એ સ્વાદની ખુશબો મીઠી, પણ સ્વાદમાં કાંઈ નહિ! ૨
રંગ બેરંગી થઇને, રંગ સર્વે ભોગવ્યા;
એ ભોગની ખુશબો મીઠી, પણ ભોગમાં કાંઇ નહિ! ૩
જે બાદશાહી મ્હેલને, બાંધેલ રંકે ઝુંપડી;
આનન્દ ત્યાં સરખો મળે, ને ભેદ છે કાંઈ નહિ! ૪
રંકે કરેલી રાબડી, ને બાદશાહી ભોજનો;
સાનન્દ લીધા સ્વાદથી, એ સ્વાદમાં કાંઇ નહિ! ૫
માતા પિતા સંબંધીઓનો, સાથ સર્વે આ રહ્યો;
સૌએ ખુશી, હું એ ખુશી, પણ હું ખુશી કાંઈ નહિ! ૬
જૂનું થતું તાજું અને, આવી જિગરમાં ઉછળે;

તાજું થતાં હું છું ખુશી, પણ એ ખુશી કાંઈ નહિ! ૭
સૌએ જૂનું થાતું નવું, ને એ નવું થાતું જૂનું;
લાગે સરીખું એ બધું, ત્યાં ભેદ છે કાંઇ નહિ! ૮
દુનિયા ગમે તે જે કરે, મ્હારે ગમ્યું તે હું કરૂં;
મ્હારા ગમ્યાની વાત તે, કાંઇ તમે જાણો નહિ! ૯
બહુ એ ભમ્યો બહુ એ ફર્યો, જોયું બહુ ને ભોગવ્યું;
એ ભોગને જોવા મહીં, લાગ્યું મ્હને કાંઇ નહિ! ૧૦
ઘાયલ થયો હું ત્યાં અને, વાગ્યા જિગરમાં ઘા ઘણા,
કારી પડ્યા તે ઘા મહીંથી, લોહીની નદીઓ વહી! ૧૧
એ લોહીની નદીઓ મહીં ન્હાવું અને છે કૂદવું;
ન્હાવા અને ફરવા વિના, બીજું નથી બાકી કંઈ.
[ગુજરાતી ગઝલીસ્તાન.] સ્નેહજ્યોતિ.

---

## જૂદો છે.

ગઝલ.

હતા મુખ બોલ જૂદા આજ આ વ્યવહાર જૂદો છે;
થયો યકરાર જૂદો ને થતાં આ તાર જૂદો છે. ૧
હૃદય મુજ હાથમાં લેવા, મીઠા જે બોલ બોલ્યા'તા;
કહો છો આજ કે એ બોલ, કેરો સાદ જૂદો છે. ૨
'હશે બોલી જવાયું!' એમ, કહીને છો ફરી બેસો;
કહો! શું ભિન્ન છે ગુલાબ, તેનો ખાર જૂદો છે? ૩

હમે તો માનશું કહેશો, તમે તે ના નહિ કહીએ;
છતાં એ યાદ રાખો કે બધો સંસાર જૂદો છે. ૪
ન બાંધો આંખપર પાટા, કહી દો કે ખુશી મ્હારી,
હમારે ક્યાં તમારી રાયથી વિચાર જૂદો છે. ૫
[ ગુજરાતી દીવાળીનો અંક સં. ૧૯૭૦.] દિવાનો.

## ગમે તેવો તમારો છું.

ગઝલ કવ્વાલી.

ભલો, ભૂરો–અધૂરો–પાપમાં પૂરો તમારો છું,
ભલે કામી–હરામી હું ગમે તેવો તમારો છું. ૧
વિષયની વાસના સેવું, કરૂં છું લાખનું દેવું;
ગરજનું આ કરજ કેવું, કરી થાતો અકારો છું ? ૨
પડ્યો હું મોહને અંકે, ચડ્યો છું દંભને ડંકે;
પલોટચો પાપને પંકે, અધર્મોનો ઉતારો છું. ૩
સદાએ કાપતાં કાચું, ન જોયું વાળીને પાછું;
ઠગારા રંગમાં રાચું, વચનનો હું વિસારો છું. ૪
કરૂં બકવાદ ભાષણમાં, ધરૂં બહુ ઢોંગ આસનમાં;
નથી કંઈ રંગ વર્તનમાં, જબાંનો હું લવારો છું. ૫
પ્રતિજ્ઞાને વિસરવામાં, પરાયા માલ હરવામાં;
ભૂમીને ભાર કરવામાં, બન્યો મોટો ઠગારો છું. ૬
ન જાણું આ થયું શાને ? પ્રભા–ઓજસ ગયાં શાને !

ધરીને દિવ્ય આત્માને, થયો બૂરા વિકારો છું. ૭
ચહું હું પ્રેમનો પારો, નથી કંઈ ચાલતો ચારો;
ભર્યા છે દુષ્ટ આચારો, મુખે સારો લવારો છું. ૮
ચલાવો તોપનો મારો, બતાવો રંકને આરો;
બિરદ પાળી પ્રભો! તારો, હું તો રાહુ સિતારો છું! ૯
તમે છો કલ્પતરૂ જેવા, અખંડાનંદઘન દેવા!
નિવાજો મોક્ષના મેવા, અકારો હું બિચારો છું. ૧૦
[સમાલોચક પુ. ૧૯ અંક ૪.] વસંત.



## મિત્રને.

ગઝલ.

પડ્યા છૂટા! સખે મ્હારા! મળીશું ક્યાં હવે વ્હાલા?
પૂછું કાં હું મળીશું તો, હશે ઈચ્છા પ્રભુની જો. ૧
થયો દુઃખી હું જોઇને, તુંને આ વેળ દુઃખીને;
અરણ્યે હું ભમ્યો છું રે, વિચારે મગ્ન હું ત્હારે. ૨
હવે કાં તું રૂવે છે રે, પ્રભુ ત્હારે સહાયે છે;
લલાટે જે લખ્યું હોશે, કદિ મિથ્યા ન તે થાશે. ૩
સુખી એકાંત ના છે કો, દુઃખી એકાંત ના છે કો;
નીચે જાયે ઉંચે જાયે, દશા તો ચક્રનેમીવત્. ૪
પી લે શાંતિસુધા મિત્ર! થશે આનંદ સ્વર્ગીય;
હૃદય અગ્નિ શમ્યો જ્યહારે, પ્રવૃત્તિ થાય કર્ત્તવ્યે. ૫

બધો સંસાર દુઃખી છે, કહે કે સુખ કોને છે?
પરન્તુ દેહ દીધો તે, નહિ સંન્યાસ લેવાને. ૬
નીતિથી ચાલવું વિશ્વે, ખરો સંન્યાસ તો એ છે;
દિલાસો લે સખે! મ્હારા, મને દુઃખી કરે છે કાં? ૭
નથી મેં કો દિને જોઇ, અરે! ત્હારી હૃદય રાણી;
તથાપિ ખાખ થાયે છે, હૃદય જોઈ દુઃખી તુંને. ૮
અમોલું રત્ન મૂક્યું છે, ઘણા યત્ને તું સંભાળ;
ન દેતો તું કદિ એને, હશે કો કુપરીક્ષકને. ૯
કરે ના દુઃખી એને તું, કહું છું વિનવી તુંને;
પિતા પુત્રી સુખી થાઓ, પ્રભો! આશીષ એવી દો. ૧૦

[ઉર્મિમાળા.] સત્યેંદ્રરાવ ભીમરાવ દીવેટીયા.

---

## પ્રેમગાન.

---

સોરઠી ગઝલ.

આ પ્રેમ એવી વસ્તુ છે જે સ્વાર્થને નથી માનતી;
લજ્જા તથા જનમાનને પણ તે કદા ન પિછાનતી.
જો જો પતંગ બળી મરે દીપક પરે નિઃસ્વાર્થ તે;
ને પ્રાણ અર્પે છે ચકોરો ચન્દ્રપર નહિ સ્વાર્થ તે.
હે પ્રાણવલ્લભ! પ્રેમદા આ પ્રેમની છે ભોગિની;
તે ઇચ્છતી ના વૈભવોને પ્રેમની છે યોગિની.
મમ નેત્ર આ આતુર રહે છે તવ વદનના દર્શને;

ને ઇચ્છતું આ હૃદય નિશદિન તવ તનૂના સ્પર્શને.
સૌભાગ્ય હેતો ! જીવનના આધાર ! સત્વર આવને;
તું સ્નેહજળ સિંચન કરી આ વિરહવહ્નિ શમાવને.
[ગુજરાતી ગઝલીસ્તાન.] નારાયણ વિસનજી ઠક્કુર.

---

## શું છે કે’વું ? શું છે રોવું ?

---

ગઝલ.

કરો અફ્સોસ ના કોઇ, અમારે એ બધું સહેવું;
અમારૂં ના ધરો હૈયે, નથી કે’વું ! નથી રોવું ! ૧
અમારાં રોપેલાં વૃક્ષો, તણા કાંટા થઈ મોટા;
અમારૂં દિલ ચીરે તો, શું છે કે’વું ? શું છે રોવું ? ૨
અમારા હાથનાં કીધાં, અમોને વાગતાં હૈયે;
પછી અફ્સોસ શેનો છે ? શું છે કે’વું ? શું છે રોવું ? ૩
અમે મોટી લઇ બેડી, અમારા પાયમાં પ્હેરી;
કરે છે જો પછી પીડા, શું છે કે’વું ? શું છે રોવું ? ૪
અમારા હાથથી પાયાં, અમો જો સર્પને દૂધો;
પછી દંશે અમોને તો, શું છે કે’વું ? શું છે રોવું ? ૫
અમે જો છે કરી દુશ્મન, અમારી આખી આ આલમ;
પછી કાતિલ ભોંકે તો, શું છે કે’વું ? શું છે રોવું ? ૬
અમે જો ગામને છોડી, વસ્યા જ્યાં ઘોર છે ઝાડી;
વરૂ ને વાઘ પીડે તો, શું છે કે’વું ? શું છે રોવું ! ૭

પીધા પ્યાલા અમે મોટા, અમારા હાથથી કેફી;
પછી નીશે ચડે તો ત્યાં, શું છે કે'વું ? શું છે રોવું ! ૮
અમારા રોગનાં નિદાન, તમારાથી નહિ થાશે;
પછી શું માંગતા નાડી ! નથી રોવું ! નથી કે'વું ! ૯
અમોને એકલા છોડો, અમારો સૌ મૂકો કેડો;
અમારે કોઇની પાસે, નથી કે'વું ! નથી રોવું ! ૧૦

[સમાલોચક પુ. ૧૯.] જા. ન. વ્યાસ.

---

## પ્રભુશરણ.

ગઝલ.

રહો દિલમાં સદા સેવા, બધા સંસારને બદલે;
કરો મીઠી નઝર દેવા, હમારા પ્યારને બદલે. ૧
કર્યું કુરબાન તન મન આ, તમારા નામ પર પ્યારા;
અચળ એક અંતરે રહેજો, બધા આધારને બદલે. ૨
જગત્‌ની આ જૂઠી બાજી, રહે મન મૂર્ખ ત્યાં રાજી;
લગાડો આપની માયા, જગતના પ્યારને બદલે. ૩
વિવિધ વ્યાપારમાં વૃત્તિ, મુંઝાતી મોહમાં સૂતી;
હવે નિજ લક્ષમાં દોરો, બીજા વ્યાપારને બદલે. ૪
કરી પરવા હજારોની, નથી ગણના વિચારોની;
હવે તો આશરો માંગું, બીજી દરકારને બદલે. ૫
વિષયમાં લોટતી રહેતી, હમારી રાંકડી બુદ્ધિ;

તમારા તાનમાં રહેતી, મમતના તારના બદલે. ૬
થયું શું ? ને થવાનું શું ? ન કંઈ એ અજ્ઞ જાણું હું;
ચરણુ માંહી ગતિ માંગું, બધા હોનારને બદલે. ૭
[કોન્ફરન્સ હેરલ્ડ.] વસંત.

## કુસુમ કલિને.

તોટક

અયિ! ચે કલિકે! કંઇ કાળ પછી, તવ પુષ્પ બને રસવાન થતી,
તવ વક્ષપટે મકરંદ ડશે, પછી હાય! અરે! તું ચુંટાઇ જશે. ૧
કંઇ ભક્ત તને પ્રભુ પાય વિષે, ધરીને સ્તવશે પછિ લીન થશે;
પ્રભુ સંગ રહી તું મહત્ત્વ ધરે, પ્રભુને નમતાં તુજને નમશે. ૨
કંઈ પ્રેમી તને મધુરાં ફૂલડાં, નિજ પ્રેમ ગૃહે કર પ્રેમી દીયે;
કચરાય પછી તું દબાઈ જશે, મરજે તું ભલે પ્રિય પ્રેમગૃહે. ૩
લઈ હસ્ત વિષે કવિ બાળક કો, તુજને નિરખી કવિતા કરશે;
પછી ખિન્ન થશે તુજ કાળ થતાં, હૃદયે, નયને, મૃદુ અશ્રુ ભરે. ૪
કંઇ મિત્ર તને નિજ મિત્ર કરે, દઈ જાય અને સ્મર સ્નેહ કહે;
જનવીર ગ્રહે નિજ ભોગ દઈ, શુભ ફૂલ અરે! તુજ આવી ગતિ. ૫
સઉ શાસ્ત્ર વિષે સઉ જાત વિષે, સઉ દેશ વિષે, સઉ કાર્ય વિષે;
તુજ સ્થાન બધે તુજ માન બધે, પણુ ઓ કલિકે! કરમાઇ જશે. ૬
અયિ રે! કલિકે! મરવું જ સૃજ્યું, મરજે પ્રભુના પદના જ વિષે;
અથવા મરજે કવિ બાળ કને, મરજે તું ભલે કોઇ પ્રેમ ગૃહે. ૭

અથવા નવ તું ખીલી પુષ્પ બને, અથવા છૂપજે કંઈ કુંજ વિષે;
નવ આવ પ્રિયે કર માળી કને, સુખમાં રમજે પછી પ્રેમી કને. ૮

[ગુજરાતીનો દીવાળીનો ખાસ અંક.] મંજુલ.

## હવે તું બોલ શું કરવું?

ગઝલ.

ભરીને તરબતર લાલી, શરાબે ઈશ્કની પ્યાલી;
લઇ હાજર થઈ વ્હાલી, મજલ કાપી ઘણી લાંબી. ૧
ચુમીને જામ એ ધરતાં, છૂપા ચશ્મે જિગર ખુલતાં;
જિગર જિગરે ઝૂકી પડતાં, નૂરે બેહિશ્ત કૈં ભરતાં. ૨
મગર મુફલેસી આ હૈયે, પૂરે પૂરી ભરી પાજી;
મિજાઝી એ દગાબાજી, કરી કમબખ્ત પતરાજી. ૩
અનલ મહબુબ બેમાલુમ, કદમ તુજની કદર ભૂલી,
હિસાબે ઈશ્કની વ્હાલી! ગયો દાનાઈમાં ડૂબી! ૪
દુનિયાનો દીવાનો હું, અરેરે! ઝહરનો જંતુ;
અહા! અસરાફી ઇન્કારી! ફસાયો ફિલસુફીમાં હું! ૫
ખસેડયું જામ ત્હારૂં ને વકુફી મેં કીધી ઝાહિર;
મગર બદહજમીનો દિલ ડર, પિછાન્યું આજ એ દિલબર! ૬
શરાબે દિલમહીં શંકા, ખરાબી એ જ એ ખ્વારી!
જશે ચકચૂર થાવાને, અધૂરી એ જ તૈયારી! ૭
લૂટાતી ભર બજારે તું, રહ્યો જોતો ઉભો રોતો;

બખીલી આંસુમાં કીધી, ગણ્યો જૂઠો નફો તોટો! ૮
હવે મુફ્લેશને અફ્સોસ! ન લાઝીમ જીંદગાની આ;
ગુમાની ને ગુનેહગારી, કબુલીને ઉભો છું હાં! ૯
ખુદાઈ હુશ્નનું પ્યાલું, ન લાઝીમ છે મને ધરવું;
નથી જીવવું નથી મરવું, હુકમ તુજને અદા કરવું. ૧૦
ચહું છું હું શરાબીનું, હજી તુજ પ્યાલું એ પીવું;
મગર મુજ લ્યાકતી છે ના! હજી આંસુથી કરગરવું. ૧૧
રડી રડીને હવે હરદમ, શું આંસુમાં ડૂબ્યા રહેવું?
રઝા દે કે મને હક દે, હવે તું બોલ શું કરવું? ૧૨

સુદર્શન માસિક.

---

## અફ્સોસ શાનો છે?

---

ગઝલ.

હતું ના કૈં! ગણ્યું ના કૈં! હતી ગમગીની આ હૈયે;
બધું બદલાયું તો આજે, હવે અફ્સોસ શાનો છે? ૧
હૃદય અંજાયલું તેજે, પ્રણયમાં પૂર્ણ ઝૂકે છે;
સીમાના બન્ધ તૂટે છે! અરે! અફ્સોસ શાનો છે? ૨
બધું દીધું જ એ લીધું, પ્રણયના તાન માંહે યે;
સફળતા લાધતાં આજે, હવે અફ્સોસ શાનો છે? ૩
પ્રણય યજ્ઞે પ્રણય પોતે, પ્રણયથી જ્યાં ઝુકાવે છે;
બલિ નિજમાં થતી જ્યાં ત્યાં, રહે અફ્સોસ શાનો છે? ૪

હતી આશા, નિરાશા ત્યાં, નિરાશામાં થઇ આશા;
અહો! હોંશે જ હોમ્યું છે બધું! અફસોસ શાનો છે? ૫
હૃદયનું આ હૃદય દીધું! અરે બાકી ન કૈં રાખ્યું;
રહ્યો ઉંડાણમાં કાંટો, છતાં અફસોસ શાનો છે? ૬
અરે, તુજ શોધમાં ગમીમાં, ગયો કૈં કાળ ઓ દિલબર!
ગમી તુજ યારીમાં યે છે! છતાં અફસોસ શાનો છે? ૭
ન સાકીને ઘટે ઠપકો: ત્હને તો શું કરૂં ઓહો?
હવે તો હોમવું હૈયું! પ્રણયમાં શોચ શાનો છે? ૮
મળ્યું આદે અને અન્તે, રહેશે દિવ્ય લ્હાણું એ;
સહનનું કે રૂદનનું એ, છતાં અફસોસ શાનો છે? ૯
[ગુજરાતી ગઝલીસ્તાન.] કુંજ.

---

## નવલ પ્રભાત.

મંદાક્રાન્તા.

પૂર્વે ઉગે નવલ [1]સવિતા ભાસતો ભવ્ય દિવ્ય,
એનાં રૂડાં કિરણ કુમળાં વિશ્વ સૂતું જગાડે;
ફુંકે કર્ણે અધિક નવલા મંત્ર આત્મોન્નતિના,
ઉરે સ્ફુરે રસબસ થતા ભાવ દેશોન્નતિના! ૧

* * * * * * *

ભાંડુ ક્યારે મુજ ગરિબડા જ્ઞાનનું તેજ ભાળે?

---

૧ સવિતા–સૂર્ય.

ક્યારે ભોળા હૃદય બનીને દ્વેષનું મૂળ ટાળે?
ક્યારે જાણે ભૂત તણી દયા મારૂં મારૂં ઉખેડી?
શીખે ક્યારે જગત મહીં છે "સેવના ધર્મ મોટો." ૨
ક્યારે જીભે કડકડ વદે સ્તોત્ર માતૃભૂમિનાં?
ઉનાં લોહી નસ મહીં વહે પ્રેમ ને શૌર્ય કેરાં!
ક્યારે કાપે સખત રૂઢીના બંધનો દુઃખકારી?
ક્યારે પાછા સ્થિર થઇ રહે સૂત્ર ઋષિ જનોનાં? ૩
ક્યારે હિન્દે ફરીથી જનમે ધર્મ જેવા મહાત્મા?
ઘૂમે દેશે ભીમ પૃથુ સમા વિરલા વીર્યવાળા?
ક્યારે બંધુ ભરત સમ આ દેશમાં નિપજેને?
ક્યારે કૃષ્ણો વ્રજભૂમિ તણા બ્રહ્મ રાસો રમાડે? ૪
ક્યારે ઐક્યે હળી મળી રહે હિન્દનાં બાળકો સૌ?
ક્યારે લાભો સરખી નજરે ભેદ છોડી નિહાળે?
ક્યારે અર્પે જીવન સઘળું દેશના હિત માટે?
મૂકી છેટે મમત ઝઘડા જ્ઞાતિ ને ધર્મના સૌ? ૫
કર્તવ્યોને સમજી સમજી ધર્મ્ય માર્ગે પ્રવર્તે,
પાળે નીતિ જીવનભર સૌ સત્યમાંહે રમંતાં;
પામે પેલા નવલ નૂરને અન્તમાં એકતાથી,
ક્યારે આવું સઘળું બનીને દેશ મ્હારો ઉજાળે? ૬

* * * * *

પેલાં રૂડાં કિરણ બનતાં ઉગ્ર ઉંચાં ચડે છે,
આશા મ્હારી સબળ બનતી સાથ તે વિહરે છે;

પૂરો આશા દિનકર પ્રભો ! નાથ ! નેહે અમારી,
[1]ભર્ગો રેડી અમ હૃદયની અંધતાને ઉખેડી. ૭

[સુદર્શન પુ. ૨૫.] ભટ્ટ.

## શું કરૂં ?

ગઝલ.

બુલ્બુલ ઉડયું [2]ગુલઝારથી [3]ગુલ્ગુલ્ બધા ધરણી ઢળ્યા,
[4]ગુલ્શન્ પડી મ્હારી સુની એ ગુલ્શને જઇ શું કરૂં ? ૧
આંબે ન આવ્યો મ્હોર ટહુકી કોકિલા ન સ્હવારમાં,
[5]અભ્રે રવિ ઉગતાં જ છાયો વસન્તને હું શું કરૂં ? ૨
વ્હાલા તણાં હૈયાં ન ઉછળે પ્રેમ નવ નયને વસે,
પણ એકલા મુખથી હસે એ વ્હાલ લઇ હું શું કરૂં ? ૩
દિલમાં પડયા કારી ઝખમ [6]મરહમ નથી ઘા રૂઝવા,
હૈયાં મહીં કળ નથી વળી રોયા વિના બીજું શું કરૂં ? ૪
નવ [7]સમીર મૃદુ શીળો વહે, ઉઠે ન ઉર્મિ [8]સર મહીં,
મુજ હૃદય જડ બની રહે, સરવર તીરે જઈ શું કરૂં ? ૫
ગાજે ન પ્રભુનાં ગાન મન ગળી જાય પ્રભુતામાં નહિ,
હૃદયે વિકાર જડયા રહે તો મંદિરે જઇ શું કરૂં ? ૬

[શ્રી શ્વે. કો. હે. પર્યૂષણ અંક.] મણિલાલ.

---

૧ ભર્ગો–કીરણો, પ્રકાશ. ૨ ગુલ્ઝાર–ફુલઝાડ. ૩ ગુલ–ફૂલ. ૪ ગુલ્શન્–ફુલનો બગીચો. ૫ અભ્ર–આકાશ. ૬ મરહમ–મલમ. ૭ સમીર–પવન. ૮ સર–તળાવ.

## વખત.

ગઝલ.

વખત પલટાય છે જ્યારે, બધું પલટાઈ જાયે છે;
બને છે શાહ [1]ખાદિમ ને, ગુલામો શાહ થાયે છે. ૧
રહે છે [2]ઉલ્લુ ગુલ્શનમાં, હતો જ્યાં વાસ બુલ્બુલનો;
મયૂરો જ્યાં હતા ત્યાં કાગડાઓ રાગ ગાયે છે. ૨
હતો ખોંખાર [3]અશ્વોનો, ખરો ત્યાં ભૂંકતા જોયા;
હતા જ્યાં દાન કરનારા, લુંટારા ત્યાં જણાયે છે. ૩
નથી એ દોષ કોઇનો, ખરેખર ખૂબી કિસ્મતની;
હતો જે ભક્ષ સિંહોનો, શૃંગાલો આજ ખાયે છે. ૪
ફક્ત છે જાહોહસ્મત્ આ, દિવસ બેની અરે ગાફિલ;
બની મગરૂર ઇન્સાં તું, વૃથા શાને ફૂલાય છે? ૫
[કત્લેઆમ.] નારાયણ ઠક્કુર.

## બદગુમાન માશુકને.

ગઝલ.

ઉભરતા ભાવ દિલના બહાર પડવામાં ભલાઈ છે,
વધેલી બાફ ઇન્જીનની, નિકળવામાં ભલાઈ છે. ૧
રહી ઇન્જીન આધારે, દબાવ્યું ને વધ્યો પાવર;

૧ ખાદિમ—ગુલામ. ૨ ઉલ્લુ—ઘુવડ. ૩ અશ્વો—ઘોડા.

નકી એ ફાટશે તેમાં, શું બળવામાં ભલાઇ છે? ૨
કહો તો ઝેર તો છે ઝેર, પણ નહિ ઝેર તે કાતિલ;
દવા દીધી હકીમે, ઝેર ગળવામાં ભલાઈ છે! ૩
કહો છૂરી ભલે છૂરી, છૂરી છું ઑપરેશનની;
છૂરી ખાવે ભલું, ના માંસ સડવામાં ભલાઇ છે! ૪
હવા છું પણ હવા તે જે, તમોને તાજગી બખ્સે;
દબાવી નાકને નહિ તો, ગુંગળવામાં ભલાઈ છે! ૫

## છેલ્લી સલામ.

ન સાંભળવું તમારે તો, હમારે બોલવું શાને?
નથી જોવું હૃદયનું ચિત્ર, તો તે ખોલવું શાને? ૧
ખુશી જો હા મહીં હા મેળવ્યે તો ના કહી ખાલો;
તમારા ને હમારા સ્નેહમાં, વિષ ઘોળવું શાને? ૨
તમે જેમાં ખુશી ત્હેમાં, ખુશી હું ને ખુદા મ્હારો;
અધીરો થઈ વિષયનું આશ, અંકુર રોળવું શાને? ૩
તમે જો બંધ કીધા કાન, તો છે બંધ હમ જીહ્વા;
છતાં ઇચ્છા તમારી તો, હમારે બોલવું શાને? ૪
ન જાવું ગામ જે તેનો, શીમાડો પૂછવો શાને?
થયું તો બસ થયું ઝાઝું, હવે તે ચોળવું શાને? ૫
[ગુજરાતીનો દીવાળીનો અંક.] દિવાનો.

## સૃષ્ટિ સંદર્શન.

હરિગીત.

સૃષ્ટિ તણું સૌંદર્ય ને વળી જોઈ ત્હેની ભવ્યતા,
ઉર સાગરે કૈં કૈં તરંગો જોશમાં ઉછળી રહ્યા;
ક્ષુબ્ધ ક્ષણમાં સ્તબ્ધ ક્ષણમાં, હૃદય મુજ થઈ જાય છે,
સમજું નહિ સમજું નહિ, અંતર મહીં કંઈ થાય છે. ૧
સમજું નહિ જો બન્ધુ! તો સમજાવી કેમ શકાય એ?
જાતે જ જે સમજે ન તે અન્યને શું સમજાવશે?
દિલ બ્હાર નિકળવા ચહે પણ દ્વાર તો જડતાં નથી,
પ્રભુ! જો દીધી ત્હેં લાગણી તો વાણી કાં દીધી નહિ? ૨
જે જે અનુભવ થાય છે ઉરમાં સહુ શમી જાય તે;
ના દિવ્ય દૃશ્યો દેખતાં આ દિલ લેશ ધરાય છે;
બસ એમ ચાહે દિલ કે "જોયાં કરૂં જોયાં કરૂં,"
જોયાં કરૂં મોહ્યાં કરૂં—ઝીણું ઝીણું ગાયાં કરૂં. ૩

[ગુજરાતી દીવાળીનો ખાસ અંક] ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

---

## મનુષ્ય જીવનની ઋતુઓ.

વસન્તતિલકા.

પ્રત્યેક વર્ષ તણી ચાર ઋતુ પિછાણો,
માનુષ માનસ તણી અવધિ પ્રમાણો;

લીલા રૂડી વિવિધ સર્વ રીતે વખાણો,
ગુંથેલ છે અજબ શું જન જીવતાણો. ૧
આનંદની લહરિ આ લહકાય જ્યારે,
ચૈતન્ય અંશ ચમકે પ્રણય–પ્રસારે;
સંકલ્પ શીઘ્ર જગ સુંદરતા નિહાળે,
ત્યારે ઝુલે મન પ્રમત્ત વસંત કાળે. ૨
ઝૂલે ! હીંચે ! હળમળે ! વિહરંત ડોલે !
ખેલે રસે રસિક રાસ અનંત ખોળે,
ચાહે ધરે મનન ભાવન પૂર્વ ગામી,
ગ્રીષ્મે શીળું ઉર સ્મરે સ્વર સૌખ્ય પામી. ૩
કાળાંતરે કુજન યૌવન સાથ વામે,
પાંખો બીડી શરદમાં જીવ શાંતિ પામે;
પેખે રૂડી રસિક જાન જતાં અનેરી,
પંખી જુએ ગગન પામર અશ્રુ ખેરી, ૪
સૌંદર્ય કાન્તિ તનનાં સઘળાં વિરામ્યાં,
અંગો બધાં વિરૂપ થઇ જડવાદ પામ્યાં;
તુષાર કાળ જન બાણુ જરા ન સાલ્યા,
યાત્રા થઈ પૂરી અને જીવ પન્થ ચાલ્યા. ૫
પાપાત્મને વિષમ ડંખ કુકર્મ દેશે !
પ્રાણો પવિત્ર પરમાનંદ પૂર્ણ લેશે !
કર્મો તણા અદલ ન્યાય નક્કી ચુકાશે !
પુણ્યાત્મ તે પરમ અંશ વિષે સમાશે ! ૬

[સુદર્શન] હરિલાલ કૃપાશંકર મહેતા.

# જણાયે તે જવા માટે.

---

ગઝલ.

જનમવું જીવવું જગમાં, અનુપમ રાગ આદરવા;
રહી કંઈ પ્રાપ્ત કીધેલું, જણાયે તે જવા માટે. ૧
સંબંધો ત્રુટવા સારૂ, ખીલ્યાં ફૂલડાં ખરી જાવા;
ક્ષણિક ભરતી સમુદ્રોની, જણાયે તે જવા માટે. ૨
ખિલ્યો પૂર્ણેન્દુ પૃથ્વીમાં, વદિની વાટડી જોવા;
ભરેલા તારલા તેજે, જણાયે તે જવા માટે. ૩
ઉદય ગિરિ શૃંગ પહોંચેલા, રૂડા જે વૈભવોવાળા;
શ્રીમંતો શેઠ ધનવાનો, જણાયે તે જવા માટે. ૪
દીપકની જ્યોતિ હોલાવા, ઉગેલો સૂર્ય આથમવા;
સુખદ સાહિત્ય સૃષ્ટિનાં, જણાયે તે જવા માટે. ૫
પીડાતા વ્યાધિથી પ્રાણી, અન્ન જળની અભિલાષે;
અવધ આવ્યે દિવસ દુઃખના, જણાયે તે જવા માટે. ૬
અધુના અન્યને હણતાં, હણાશે અન્ય હાથેથી;
સ્વપરના ભેદ ભાવો પણ, જણાયે તે જવા માટે. ૭
સમય ચિકુકની ત્રિજ્યા, ફરે વર્તુલમાં સરખી;
ઘડીમાં અહીં ઘડીમાં તહીં, જણાયે તે જવા માટે. ૮

કાસરવાળા.

# જુલ્માં માલેકને.

---

ગઝલ.

વધારે જુલ્મ કરવાથી, નથી કોઇ ગયું ખાટી;
દયા લાવી મુવા વાંકે, જગતપર જીવવા તો દે! ૧

ભલે તું પુષ્ટ થઈ ને ફર, અબળ થઈ છો અમે ફરીએ,
ટકે પણ પ્રાણ આ પાંચે, ઉલટથી એટલું તો દે! ૨

મધુર પકવાન્ન ને મેવા, વિવિધ તું છો ખુશીથી ખા,
અમોને જાર બાજરનું, લુખું પણ ઢેબરૂં તો દે! ૩

ભલે વસ તું હવેલીમાં, અને કર મોજ મન માની;
નહાનું ઝાવલીનું પણ, રહેવા ઝુંપડું તો દે! ૪

ઝળકતાં વસ્ત્ર પહેરીને, ભલે તું ડોલ હીંડોળે;
અમોને લુગડું જાડું, શરીર આ ઢાંકવા તો દે! ૫

ભલેને ચાર ઘોડાની, મજેની ગાડીમાં ફર તું;
પગે પાળા અમોને પણ, સુખેથી ચાલવા તો દે! ૬

અમારા કર્મના યોગે, પનારે સૌ પડ્યા ત્હારે;
નીમેલી જીન્દગી કેરા, દહાડા કહાડવા તો દે! ૭

ઉગીને આથમે તેમાં, અમોને યાદ આવે તું;
પડે સૌ શાન્ત તે વખતે, જરા પણ ઝંપવા તો દે! ૮

અમારૂં જીવવું મરવું, રહ્યું છે હાથમાં તારા;
દુવા દઇએ અમે તુજને, જીવિત એવું થવા તો દે! ૯

નથી અમને અદેખાઇ, હૃદયમાં આવતી તારી;
હજી આવે નહિ દુર્લભ, દિલાસો એટલો તો દે! ૧૦

[મુંબાઈ સમાચાર તા. ૧૬-૮-૧૩.] વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુવ.

# અમારી મસ્ત ફકિરી.

ગઝલ–કવ્વાલી.

ફકિરીમાં સુખિરી ! મ્હેં, ભરી આજે મજા કેવી ?
અમિરી ને ફકિરીમાં, મળી આજે રજા કેવી ? ૧
ફિતૂર ઘુંટી કરી ફાકી, તમન્ના શી હવે બાકી ?
શરીરે ત્યાગની કફની, ચ્હડાવી ત્યાં કજા કેવી ? ૨
ખલકને જાણુતા ફાની, પછી પરવાહ તે શાની ?
નથી દરકાર દુનિયાની, મળે તે ક્યાં મજા એવી ? ૩
પીઓ પ્યાલા ભરી પાઓ, કરીને જ્ઞાનનો કાવો;
અમિરીનો ધરી દાવો, ફકિરીમાં મજાહ લેવી ! ૪
કદિ મુખમલ તણી શૈયા, કદિ ખુલ્લી ભૂમિ મૈયા;
કદિ વ્હેતી મૂકી નૈયા, તરંગોની કજા લેવી ! ૫
કદિ ખાવા મળે લાડુ, કદિ ખાવા પડે ઝાડુ !
રગશિયું દેહનું ગાડું, ઉપર ભગવી ધ્વજા કેવી ? ૬
કદિ છે શાલ–દુશાલા, કદિ છે ભસ્મ ને માલા;
કદિ હો ઝેરના પ્યાલા, મળે તેવી મજા લેવી ! ૭
ધર્યા છે કેસરી જામા, કર્યાં કાષાયનાં કપડાં,
ત્યજી સંસારના ભામા, કજામાંથી મજા લેવી ! ૮
ભર્યાં છે જ્ઞાન ધન ભાથાં, ઝુકાવે શાહ પણુ માથાં;
જગતનો ગમ સદા ખાતા, ગમીને જ્યાં રજા દેવી ! ૯
ખુશી રાખી ગમી સાથે, ધખાવી હોળીયો હાથે;

બીજાના દુ:ખની માથે, ખુશીથી જ્યાં સજા લેવી! ૧૦
જગત જીત્યું અલખ નામે, અચળ એ રાજને પામે,
નમાવી સર કદમ સ્હામે, ઉભાં ત્યાં દેવ ને દેવી! ૧૧
અમિરીની મઝા મીઠી, ફકિરીમાં અમે દીઠી;
ન કરવી ચાકરી–ચીઠી, સ્પૃહાને જ્યાં રજા દેવી! ૧૨
થયા જ્યાં એક ઈશ્વરથી, પછી શી ગાંઠ ઘર ઘરથી?
જગાવ્યો પ્રેમ પરવરથી, શલાકા સ્નેહની સેવી! ૧૩
[શ્વે. કો. હે. પુ. ૯ ૧૯૧૩.] વસન્ત.

## વિકસિત પુષ્પનો વિનાશ.

દ્રુતવિલંબિત.

કુસુમ ખીલી વૃથા ઝટ આથમ્યું, કુસુમ કેમ તને ખરવું ગમ્યું?
જગત જૂઠ પ્રપંચ થકી ભર્યું, સમજી એમ અરે પ્રિય તું ખર્યું. ૧
નવીન નાજુક વિશ્વ હસાવતું, પણ ગયું ખરી જાણે હતું નતું;
સરસ શોભિત બાળ કુસુમ તું, અતિ સુકોમળ અંગ પ્રસારતું. ૨
તુજ પરે મમતા શી હતી અતિ, નિરખીને ચિત્તશાંતિ સદા થતી;
પણ તને જગ આ ન ગમ્યું જરી, કુસુમ તું ખીલતાંજ ગયું ખરી. ૩
પવન આ જગનો ન લીધો લીધો, કંઈ વિકાસ હજી ન કીધો કીધો,
કંઇ સુવાસ હજી ન ધરી ધરી, સમય સ્વલ્પ હસી તું ગયું ખરી. ૪
ઉગતું આથમતું ખીલતું ખરે, નિયમ છે જગનો જનમે મરે;
ધીરજ એમ ધરી શુક એ ચહે, પ્રિય તને ઇશ શાંતિ સદાય દે!× ૫
[જૈન હિતેચ્છુ પુ. ૧૪ અંક ૧૧–૧૨.] શુક–રાજકોટ.

× 'જૈન સમાચાર' બંધ થયું તે પ્રસંગે તેને સંબોધીને લખાએલું કાવ્ય.

# દયામાં સ્વાર્થ છે ત્હારો !

ગઝલ.

ગરીબો આશરો લેવા, પ્રસારે હાથને જ્યહારે;
અનાદર તેહનો થાયે, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૧
શરમથી ના શકે બોલી, જનો એવા દીઠા જ્યહારે;
નજર ખેંચી ગયો ચાલ્યો, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૨
દુઃખી અબળા નિહાળીને, હૃદય ચિરાતું ભાળીને;
નહિ આશ્વાસનો આપ્યાં, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૩
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઈ તું રહેતો;
ન લૂછ્યું એક પણ અશ્રુ, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૪
અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતાં નિત્યે;
બચાવા દિલ નહિ વાધ્યું, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૫
જગતની ઉન્નતિ અર્થે, કીધો નહિ જ્ઞાન ફેલાવો;
રહ્યો મત-પંથને લોભે, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૬
જગતના સેવકો મરતા, મદદ વિણ તેહ અથડાતા;
બની ના સ્હાય ત્હારાથી, ત્હને ધિક્કાર છે ત્યહારે ! ૭
બિચારા જીવ ઓ ! ભોળા, ખરો તું સ્વાર્થ ના સમજ્યો !
ઉપેક્ષા દાનની કરવે, પ્રભુનો માર્ગ ના પ્રીછ્યો ! ૮
વિચારો ને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે,
દયા કર તું, દયા કર તું, દયામાં સ્વાર્થ છે ત્હારો ! ૯

[જૈન હિતેચ્છુ પર્યુષણનો ખાસ અંક. પુ. ૧૬.]

# અધ્યાત્મ વ્યાપાર.

સોરઠા.

વ્યાપારી મન વાળ, વ્યાપારે તુજ આત્મના,
સદ્વસ્તુ વ્યાપાર, ઉત્તમ કરજે બાપલા! ૧

કપટ કરી સૌ કર્મ, છેતરજે મન ચાહ્ય તો;
પણ એ નહિ તુજ ધર્મ, છેતરવા જીવ રાંકડા! ૨

વિવેક દૃષ્ટિ રાખ, ઉત્તમ વસ્તુ પારખી;
દાન, દયા, સન્માર્ગ, સંઘરજે વ્યાપારમાં. ૩

સોદાગર ગુરૂ સાચ, લોભાદિક તો ચોરટા;
રત્ન કહી દે કાચ, અંતર દૃષ્ટિ રાખજે! ૪

સત્યાસત્ય વિવેક, ભેદ દૃષ્ટિનાં ત્રાજવાં;
રાહ ન એક અનેક, સદ્ગુરૂ તે સ્હમજાવશે. ૫

સહનશીલતા ઠામ, કાતર સારી રાખજે;
ગજ તો આત્મિક જ્ઞાન, સ્થિરતા ગાદી બેસજે. ૬

હૃદય વિષે હિસાબ, રોજમેળથી રાખજે;
થયો ગયો શું લાભ? બાહ્ય લક્ષ્મીને વારજે. ૭

દુઃખમાં પણ સુખ માન, હિંમત લેશ ન હારજે;
વેશ્યા નીચ સમાન, બહિર વૃત્તિ નિહાળજે. ૮

માયાના વ્યાપાર, ત્યાગી જ્ઞાને આતમા;
અંતરના વ્યાપાર, ધ્યાને ધરજે સર્વદા. ૯

જન્મ જરા દુઃખ જાય, અનંત સુખડાં સંપજે;
જીવ તો શિવ જ થાય, એ વ્યાપારે આતમા. ૧૦

[કો. પ્ર. પર્યુષણ અંક] ——— પાદરાકર.

# પરીક્ષા વિના નકામું.

સોરઠા.

મોતીનું શું મૂલ્ય? જ્યાં વાનર ટોળે મળ્યા;
તેને તો ફળ તુલ્ય ફોડીને ફેંકી દીયે. ૧
ગમાર જનને જાણુ, ગુણવંતી ગોરી મળે;
કરી શકે ન પિછાણુ, ભવ બગડે ભામા તણો. ૨
હોય પુરૂષ વિદ્વાન, નાર મળે જો સંખણી;
આપીને અપમાન, લાજ ઘટાડે લોકમાં. ૩
બ્હેરા આગળ ગાન, મધુર સ્વરે જન કો કરે;
ચ્હડે ન તેને તાન, વૃથા દુઃખાવે કંઠને. ૪
દુનિયાનો દેખાવ, અંધાને શા કામનો?
પડે નકામી સાવ, અંધા આગળ આરસી. ૫
ઉત્તમ હીરો એક, જડે કદિ કુંભારને;
કાચ ગણીને છેક, બાંધે ગર્ધવના ગળે! ૬
ગાંડાને જો જ્ઞાન, ગુણવંતો દેવા જશે;
શું પામે સન્માન? માનભંગ તે થાય છે. ૭
મધુર કાવ્ય રસદાર, રસિક વિના શું કામનું?
ગુણ સમજે ન ગમાર, ભવાઇમાં મનડું ભમે. ૮
પતિવ્રત કેરો પંથ, પાતર શું સમજી શકે?
અતિ અબળાનો કંથ, પ્રેમ કદિ ન પિછાણશે. ૯
એમ પરીક્ષા વિણ, મોંઘું પણ શું કામનું?
કું અકલના હીણ, લાભ ગુમાવે લક્ષનો. ૧૦

પરીક્ષક.

## ચ્હાજો થોડું પણ સર્વદા.

હરિગીત.

વર્ષા મહીં [1]વ્હેણો કંઇ વ્હેતાં ઉછાળા મારતાં,
વર્ષાઋતુ ચાલી જતાં સહુ શુષ્ક સદ્ય બની જતાં;
એવું મ્હને ચ્હાશો નહિ ક્ષણજીવી ઉભરે સ્નેહના,
ચ્હાજો મને થોડું ભલે ચ્હાજો પરંતુ સર્વદા. ૧
[2]વિદ્યુત્ પ્રભા-ચમકારથી, જનદૃષ્ટિ આંજી નાંખતી,
ચમકી અને ચાલી જતી પળમાં હતી ન હતી થતી;
એવા મને ગમતા નથી ઝબકાર પળભર ઝબકતા,
ચ્હાજો મને થોડું ભલે ચ્હાજો પરંતુ સર્વદા. ૨

## કર્મ યોગી અમે તો.

મંદાક્રાન્તા.

શ્રી ગીતામાં પ્રકટ વદીયા કૃષ્ણ જેને વિષે છે,
ને જેનાથી જગત સઘળું આ છવાયું દિસે છે;
જેને બંધે અનુવશ થયા વિશ્વમાં રંક રાણા,
કર્માકર્મ પ્રથિત પ્રબળા તે અમે જાણનારા. ૧
જે કર્મોના અનુશરણ તે સુજ્ઞ માને સ્વધર્મ,
તે છે જાણો સકળ જગને મોક્ષદાયી સુકર્મ;

૧ વ્હેણો–વ્હેળા. ૨ વિદ્યુત–વિજળી.

એનાથી જે ઉલટ ગણુવા તાપકારી અકર્મ,
ને એ બેના વગર સઘળાં તેય માનો વિકર્મ. ૨
જ્ઞાનાગ્નિથી સકળ કર્મો દગ્ધ કીધાં અમે છે,
રે'વું રાચી નિશદિન અહો! કર્મયોગે ગમે છે;
આવો સાથે વ્રત ઉજવીએ જો ત્હમોને ગમે તો,
નિ:સ્વાર્થી સૌ કરમ કરતા કર્મયોગી અમે તો. ૩

[ચંદ્રપ્રકાશ. ૧૯૧૭.] જનાર્દન ન્હાનાભાઈ.

---

## સનમને સાદ.

ગઝલ.

હજારો આફતો વેઠી, સનમને સાદ કરનારા;
અમો મસ્તાન મુન્શીથી અજબ એ પાઠ ભણુનારા. ૧
અમારા ઈશ્કના મઝહમ, હૃદયને ખાખ કરનારા;
પરંતુ પ્રાણુની પરવા, તજીને સાધ્ય કરનારા. ૨
સળગતી જ્યોતપર સ્નેહે, તજી નિજ પ્રાણુની પરવા,
કરીને [1]જીસ્મના ટુકડા, પતંગો પ્રાણુ હરનારા. ૩
હજારો કંટકો વેઠી, પડે મોટી મુસીબતમાં;
છતાં ભૃંગો ભ્રમિત થઇને, ગુલોપર રાત રહેનારા. ૪
પ્રલોભનમાં ફસાવીને, ઝખમ આપે દિલે ભારી;
મુંઝાઇને મરે કિન્તુ, ભ્રમર ત્યાં વાસ કરનારા. ૫

---

૧ જીસ્મ-દેહ.

સમુદ્રે [1]મૌક્તિકો મોંઘા, ખતાના બહુ ખરાબા ત્યાં;
પરંતુ નાખુદા ત્હેના શ્રમિત થઇ સાધ્ય કરનારા. ૬
અમારી ધારણા એવી, અમે ના લેશ ડરનારા;
મણિ લેવા મણિધરને, દિવાના થઈ પકડનારા. ૭
ખુવારીમાં ખુમારી છે, મુસીબતમાં મઝેદારી;
ચમન કે બેચમનમાં પણ, સનમને સાદ કરનારા. ૮

ગ. શ્રી. પાસેથી પ્રાપ્ત.

## વર્ષાદને.

હરિગીત.

અયિ વાદળ! જળ ધોધ ત્હારો વ્હાલ તળમાં રેલજો,
નભગંગ તું અમ જીવનમાં અમીમય વિમળ જળ ઢોળજો;
તવ મૃદુલ સુખદા શીતલ લહરી રસભરી પ્રસરાવજો,
રસબસ કરી નવી આશ અંતરમાં પછી અંકાવજો. ૧
[2]સંતપ્ત [3]વસુધા ઠારજો, બળ [4]ગ્રીષ્મનું ગમટકાવજો,
નદી નિર્ઝરો છલકાવજો, સર સિંધુ પણ ઉછળાવજો;
કોકિલ જન સમ મધુર રવથી વિશ્વ આ હરખાવજો;
ઘન તિમિર પટમાં ધવળ નવલી [5]દામિની ચમકાવજો. ૨
જગ મંડપે વિભ્રમથી નરનાર સહુ હરખાવજો,

---

૧ મૌક્તિક–મોતી. ૨ સંતપ્ત–તપેલી–ઉની થયેલી. ૩ વસુધા–પૃથ્વી. ૪ ગ્રીષ્મ–ઉનાળો. ૫ દામિની–વિજળી.

અતિ મલીન આ જગપંકને તુજ વ્હેણુમાં ઘસડાવજો;
પય મિષ્ટ અહીં ટપકાવજો ! ઝખમી હૃદય આશ્વાસજો,
સ્નેહાંકુરે અમી સિંચજો ! જયજય પછી ઉચ્ચરાવજો. ૩

*   *   *   *   *

મૃદુ સમિર તુરગારૂઢ થઇ રસદા ત્વરિત અહીં આવજો,
આમ શુષ્ક રસહિન જીવનમાં કરી હેલી અમી વરસાવજો;
પલવાર કવિવર વિરલવદનો મુદિત થઈ મલકાવજો. ૪

ગ. વ્રી. પાસેથી પ્રાપ્ત.

---

## સુકાનીને.

શાર્દૂલવિક્રીડિત.

ડૂબે છે §તરણી સુકાની ! કરવું સુઝે ન કાંઈ હવે,
અંધારે ભટકું ભૂલી પથ સહું હું એકલો આ ભવે;
તોફાને ચડી હોડી ને ગગનથી વૃષ્ટિ વળી થાય છે,
વાયુના સુસવાટથી શઢ તૂટી ઉડી જળે જાય છે. ૧
નૌકામાં ન મળે ખલાસી વળી હું એકાકી આવે સમે,
મ્હોટા મચ્છ જળે ફરી તરણીને હા ! કોઈ કોઇ દમે;
ઉંચી નીચી અનેક વિચી જળમાં જોતો અને કંપતો,
ભાવિમાં વિભૂ ! શું હજુ દુઃખ હશે ? એ તર્કમાં ડૂબતો. ૨
દીવાદાંડી જણાય ના ઉદધિમાં નિઃશ્વાસ નાખું ઘણા,

---

§ તરણી–હોડી.

ભરો આ ભવસાગરે ટકતાં ભકાં ન ખી ઇા ;ા રણુમ
વારંવાર ભરાય પાણી નયને આશા ન કો સંગની,
ડૂબું છું જળધી મહીં પ્રિય પ્રભુ ! પ્રીતિ તજી અંગની. ૩
ગ. શ્રી. પાસેથી પ્રાપ્ત.

---

## સ્નેહયોગી.

ગઝલ.

અમ્હે તો સ્નેહ તણા યોગી, અમ્હે તો સ્નેહ તણા યોગી;
તમ્હે છો દેહ તણા ભોગી, તમ્હે છો દેહ તણા ભોગી.
અમ્હે તો સ્નેહ લગ્નમાં મગ્ન, તમ્હારા સગવડનાં રૂઢી લગ્ન,
અમ્હારો અંતરમાં અનુરાગ,તમારો બાહ્ય મહીંજ વિલાસ. અ. ૧
અમ્હે તો સ્નેહ યજ્ઞ યજમાન, તમ્હે છો સ્વાર્થ પ્રાર્થી મહેમાન;
અમ્હારો અભેદ પંથે પ્રવાસ, તમ્હારો જૂદાઈમાંજ વિલાસ. અ. ૨
અમોને લાગ્યું સ્નેહનું તાન, તમોને સ્વાર્થ વિના નહિ ભાન;
અમે તો સ્નેહોદધિનાં મીન, તમે છો વિષયપંક તલ્લીન. અ. ૩
અમે તો સૂક્ષ્મ થકી રીઝનાર, તમે છો સ્થૂલ મહીં રમનાર;
અમે તો ઉંચે ગગને ઉડનાર, તમે છો ધરતી પર ફરનાર. અ. ૪
સ્નેહમય સ્વયંભૂને દરબાર, સ્નેહમય સર્વે એકાકાર;
ત્યાં સ્નેહ સિન્ધુ ઉછળંત, ત્હેમાં આ બિન્દુ ભળંત. અ. ૫

[સ્નેહાંકુર.] ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# અજબ પ્રેમનો પ્યાલો.

ગઝલ–સાખી.

ગળા સૂધી ભરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
હૃદય રંગે રસેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
અમી ઝરણાં ઝરે જેમાં, રસો મીઠા ઠરે તેમાં;
પ્રભુએ પીરસેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
ભિંજાવ્યો ભાવનાઓમાં, જમાવ્યો કંઈ જમાનામાં;
સુધાધારે ધરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

સાખી.

વિકસ્યાં કમનિય કાળજે, પ્રેમ બીજ અંકૂર !
હૃદય યંત્રમાં પીલતાં, પ્રકટ્યો અર્ક કપૂર.

કમળ નેત્રે ઝીલેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
કનક ક્યારે ખીલેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

સાખી.

શાસ્ત્ર શબ્દ ભ્રમણાવડે, ભૂલ્યા કંઇક સુજાણ;
પ્રેમ પ્રસાદ પવિત્ર આ, વર્ણે વેદ–પુરાણ.

પ્રભુ ચરણે ઝરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
શ્રુતિ સત્વે સરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

સાખી.

ડોલાવે ઇંદ્રાસનો, ઉછાળે બ્રહ્માંડ;
નયન ઝલક પલકે રચે, નવલાં માયાકાંડ !

મહા સિંધુ તરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
અમરતામાં ભરેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો !

સાખી

પૂછીને પરતંત્ર જન, પગલાં ભરતા જાય,
સ્વતંત્ર સિંહ કદિ નહીં, પરનું માર્યું ખાય !
દુઃખોને વિસરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
શિવે વ્હાલો કરેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો !

સાખી.

કોમળ કમળ કળી ખીલી, હસી રસીને મલકાય,
ભ્રમિત ભ્રમર મોહાંધને, મર્મ નહિ સમજાય.
અજબ મસ્તી ભરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
હૃદય ભાવે રસેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો !

સાખી.

તું યોગી હું યોગિની, પ્રેમ કુંજમાં આજ,
અજબ યોગને સાધીએ, સજી સ્વર્ગના સાજ.
વિરહ દીપે ભરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો ।
બરફ જેવો ઠરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

સાખી.

ભૂલાવે સંસારને, ભૂલાવે વ્યવહાર !
આપે ભૂલી આપને, થવું આજ એકતાર !
અધરથી ઉતરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
જીગર રસથી ઝરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

[ બહારે વસંત.] —— વસંત.

# બેદરકાર.

---

ગઝલ.

રખે ! દરકાર દુનિયાની કદિ કરતો;
અરે ! એ બેવકુફીમાં રખે પડતો;
વસે અક્કલ તણા દુશ્મન બધાયે જ્યાં,
ગણે દાના દિવાના એક સરખા ત્યાં;
જગત રાજી, ન રાજી હોય ત્હારે શું ?
કદર બુજે, ન બુજે ત્હોય ત્હારે શું ?
ગદ્ધા પચ્ચીસી કહીને કો હસી કહાડે;
તુંયે હસજે, ફરંતી છાંવડી આવે.
હશે આલમ મહીં એહ્સાન કોઇનો;
અદા કરવી ફરજ જે ધર્મ સમ માનો;
સગાં વ્હાલાં અને વળી પ્રેમની પુતળી–
પરસ્ત્રી ખુદ ગરજ કાજે કરે ત્હારી.
જવા દેને, જવાદે સૌ લલુતા એ,
ખુદા ખાલેકની પરવા કશી ત્હારે ?
ખલક ખુદ ખેલને કાજે કર્યું પેદા,
હસે [1]ગુરબા અને કંઈ [2]મૂષકો મરતા.
ખુશામત ખુદ ખુદાનેએ મીઠી લાગે,
કરે ના બન્દગી દોઝખ મહીં નાખે;

---

૧ ગુરબા–બીલાડીઓ. ૨ મુષકો–ઉંદરો.

અરે ! હાફિઝ ગફ્ફાર એ શાનો ?
ભલે કાદિર, નહિ આદિલ કહેવાનો.
ઉંડી એ ફિલસુફી સાથે મગજ ડો'ળે;
વલોવ્યે વારિ માખણુ શું તરી આવે ?
ન સમજે જે, ન સમજાયે તજી દેને,
તુંમાં સર્વે સઉમાં તું, મચી રહેને.
અમિરી કે ફકિરી હોય, ત્હારે શું ?
ખફા દિલદાર કે કુરબાન ત્હારે શું ?
ખુદા હોયે, ન હોયે ત્હોય, ત્હારે શું ?
નિજાનન્દે સદા મસ્તાન રહેજે તું.

[ગુજરાતી ગઝલીસ્તાન.] કરીમ મહુમદ.

---

## તમારો સ્નેહ સાચો છે.

ગઝલ.

પરમ આધાર છો પ્યારા ! ત્હમારો સ્નેહ સાચો છે !
ન થાશો નાથજી ! ન્યારા, ત્હમારો સ્નેહ સાચો છે ! ૧
જગત સઘળું થયું ન્યારૂં, નથી અહીં કોઇ પણુ ત્હારૂં;
પ્રભો ! તુજ ધ્યાન ઉર ધારૂં, ત્હમારો સ્નેહ સાચો છે ! ૨
ત્હમે આધાર આશાના, તિમિર હરજો નિરાશાનાં;
દુઃખો દળતાં દુરાશાનાં, ત્હમારો સ્નેહ સાચો છે ! ૩
નિરાશ્રય દીન નિર્ધનના, સગા સાચા દુઃખી જનના;

પ્રદાતા સૌખ્ય-સાધનના, ત્હમારો સ્નેહ સાચો છે. ૪
નથી ઘરબાર કે નારી, રહી છે એક લાચારી;
લીધા બહુ રંકને તારી, ત્હમારો સ્નેહ સાચો છે. ૫
પડ્યા જે સર્વથી હેઠા, પ્રભો ! તમ દેશમાં પેઠા;
સુખે હરિ મંદિરે બેઠા ! ત્હમારો સ્નેહ સાચો છે ! ૬
પ્રભુજી પ્રાણથી પ્યારા ! નયનથી ના કરૂં ન્યારા !
અચળ સુખ-સ્નેહ ભરનારા ! ત્હમારો સ્નેહ સાચો છે ! ૭
ત્હમે વ્હાલા ! પિતા-માતા, સખા-સ્નેહી ત્હમે ભ્રાતા !
વિધાતા ! છો જીવનદાતા ! ત્હમારો સ્નેહ સાચો છે. ૮
[ બહારે વસંત. ] વસંત.

## કળજુગ નહિ પણ કરજુગ.

ગઝલ.

દુનિયા અજબ બાજાર હૈ કુછ [૧]જિન્સ યહાંકી સાથ લે;
નેકીકા બદલા નેક હૈ બદસે બદીકી બાત લે.
મેવા ખીલાવે મેવા મીલે ફૂલ ફૂલ દે ફૂલ પાત લે,
આરામ દે આરામ લે, દુઃખ દર્દ દે આફ઼ાત લે.
કળજુગ નહિ કરજુગ હૈ યહ યહાં દિનકો દે ઓર રાત લે;
ક્યા ખૂબ સોદા નકદ હૈ, ઇસ હાથ દે ઉસ હાથ લે. ક. ૧
કાંટા કિસીકો મત લગા ગો મિસલે ગુલ ફૂલા હૈ તું;

૧ જિન્સ-વસ્તુ.

વહુ તેરે હુકમેં તીર હૈ કિસી બાતપર ઝુલા હૈ તું ?
મત આગમેં ડાલ ઔરકો, કયા ઘાસકા પૂલા હૈ તું ?
સુન રખ યહ નુક્તા બેખબર કિસ બાતપર ભૂલા હૈ તું. ક. ૨
સોખી શરારત મત કરો ફ્રન સબકા બસેખા હૈ યહાં;
જો જો દિખાયા ઔરકો વહુ ખુદ ભી દેખા હૈ યહાં;
ખોટી ખરી જો કુચ્છ કહી તિસકી પરેખા હૈ યહાં,
જો જો બડા તુલતા હૈ મોલ તિલ તિલકા લેખા હૈ યહાં. ક. ૩
જો ઔરકો બસ્તી રખે ઉસ્કા ભી બસ્તા હૈ પુરા;
જો ઔરકો મારે છૂરી ઉસ્કો ભી લગતા હૈ છૂરા;
જો ઔરકી તોડે ઘડી ઉસ્કા ભી તુટે હૈ ઘડા;
જો ઔરકી ચીંતે બદ્દી, ઉસ્કા ભી હોતા હૈ બૂરા. કલ. ૪
જો ઔરકો ફ્લ દેવેગા વહ ભી સદા ફ્લ પાવેગા;
ગેહુંસે ગેહું જૌસે જો ચાવલસે ચાવલ પાવેગા;
જો આજ દેવેગા યહાં વૈસા હી વહ કલ પાવેગા,
કલ દેવેગા કલ પાવેગા ફ્રિર દેવેગા ફ્રિર પાવેગા. કલ. ૫
જો ચાહે લે ચલ ઈસ ઘડી સબ જિન્સ યહાં તૈયાર હૈ;
આરામમેં આરામ હૈ, આજારમેં આજાર હૈ,
દુનિયાં નજાં ઈસકો મીયાં, દરયાંકી યહ મંજધાર હૈ;
ઔરકા બેડા પાર કર તેરા ભી બેડા પાર હૈ. કલ. ૬
તું ઔરકી તારીફ્ર કર, તુજકો સનાખ્વાની મિલે;
કર મુશ્કલ આશા ઔરકી તુઝકો ભી આસાની મિલે;
તું ઔરકો મહેમાની કર તુઝકો ભી મહેમાની મિલે,

રોટી ખિલાવે રોટી મિલે પાની પિલા પાની મિલે. કલ. ૭
જો ગુલ ખિરાવે ઔરકો ઉસકા હી ગુલ ખિરતા ભી હૈ;
જો ઔરકા કીલે હૈ મુંહ ઉસકા હી મુંહ કિલતા ભી હૈ;
જો ઔરકા છીલે જિગર ઉસકા જિગર છિલતા ભી હૈ;
જો ઔરકો દેવે કપટ, ઉસકો કપટ મિલતા ભી હૈ. કલ. ૮
કર ચૂક જુ કુછ કરના હૈ અબ યહ દમ તો કોઈ આન હૈ;
નુકસાનમેં નુકસાન હૈ એહસાનમેં એહસાન હૈ;
તોહમતમેં યહાં તોહમત લગે તૂફાનમેં તૂફાન હૈ;
રૈહમાનકો રૈહમાન હૈ શૈતાનકો શૈતાન હૈ. કલ. ૯
યહાં ઝેહર દે તો ઝેહર લે શક્કરમેં શક્કર દેખ લે,
નેકોંકો નેકીકા મજા મુજીકો ટક્કર દેખ લે;
મોતી દીયે મોતી મિલે પથ્થરમેં પથ્થર દેખ લે,
ગર તુઝકો યહ બાવર નહીં તો તું ભી કરકે દેખ લે. કલ. ૧૦
અપને નફેકે વાસ્તે મત ઔરકો નુકસાન કર.
તેરા ભી નુકસાન હોવેગા ઇસ બાતપર તું ધ્યાન કર;
ખાના જો ખા સો દેખકર પાની પીયે સો છાન કર,
યહાં પૌંકો રખ તું ફૂકકર ઔર ખોફસે ગુજરાન કર. કલ. ૧૧
ગફલતકી યહ જગ હૈ નહિ સાહિબે ઇદરાક રહે,
દિલ શાદ રખ દિલ શાદ રહે ગમ નાક રખ ગમ નાક રહે;
હર હાલમેં તું ભી નઝીર અવહર કદમકી ખાક રહે,
યહ વહ મકાં હૈ ઓ મીયાં! યાં પાક રહે બેબાક રહે;
કળજુગ નહિ કરજુગ હૈ યહ યહાં દિનકો દેં ઔર રાત લે. ૨૧

[ગુલચમન બેનઝીર.] નઝીર.

# ક્ષમાપના.

શિખરિણી.

કદિ તુંથી બોલ્યો કુધિત વદને માફ કરજે;
કટુ ભાવે કો દી જરીય વર્ત્યો માફ કરજે!
થઈ છે ના પૂરી મુજ ફરજ ત્હારા તરફની,
ક્ષમા દેજે વ્હાલા કરૂણ નજરે ને હૃદયથી. ૧

વિચિત્રા સૃષ્ટિમાં વિધવિધ પ્રસંગો મળી રહે,
અનિચ્છા હૈયાંની તદપિ દિલ કોથી લડી પડે;
છતાં હૈડાં ભેળાં મુખ થકી કદિ જો લડી મર્યાં,
ક્ષમા યાચું વ્હાલા! કર કર ક્ષમા વિસ્મરી સહુ. ૨

સહુ રાત્રિ ગાળી સ્મરણ બળ કાર્યે મચ્યું રહ્યું,
કરેલા દોષોની સજળ નયને ઝાંખીય કરી;
થયેલી યાદીથી હૃદય કુમળું દીન બનિયું,
નમે ભીખે તુંથી દીન હૃદયને માફ કરજે! ૩

પરન્તુ વ્હાલા શું પ્રણયી દિલને ઇષ્ટ સહુ આ?
ક્ષમા દેવી લેવી કપટ નીતિ એ વિશ્વ જનની;
પ્રભુ તું વ્હાલાને જગવિષ થકી મુક્ત કરશે,
પ્રપંચી વાયુ ના તુજ દિલ સમીપે ફરકશે. ૪

[ કોન્ફરન્સ હેરલ્ડ. ] અમૃત.

## અનુભવ પ્રીત.

સુહાગણ જાગી અનુભવ પ્રીત, સુહાગણ જાગી.
નિંદ અજ્ઞાન અનાદિકી, મિટ ગઇ નિજ રીત. સુહા. ૧
ઘટ મંદિર દીપક કીઓ રે, સહજ સુજ્યોતિ સ્વરૂપ;
આપ પરાઈ આપહી, ઠાનત વસ્તુ અનૂપ. સુહા. ૨
કહાં દિખાવું ઔરકુ ? કહાં સમજાવું ભોર ?
તીર અચૂક હે પ્રેમકા, લાગે સો રહે ઠોર. સુહા. ૩
નાદ વિલુબ્ધ પ્રાણકું, ગિને ન તૃણ મૃગ લોય;
આનંદઘન પ્રભુ પ્રેમકી, અકથ કહાની હોય. સુહા. ૪

મહાત્મા આનંદઘનજી.

## બિચારા હૈયાને.

ગઝલ.

સુખે સૂજો ! સુખે સૂજો ! બિચારાં કુમળાં હૈયાં !
નથી ને એ નહીં થાશે, ત્હમારી, બાપડા ભોળાં ! ૧
દિનો ને રાત્રિયો જાશે, સમય સારો પુરો થાશે;
ધરે જે વ્યર્થ આશાઓ, નકામું તે દુ:ખી થાશે. ૨
અરે ! તું મૂર્ખ થાજે ના ! પ્રિયાનું નામ દેજે ના !
નિરન્તર અગ્નિની જવાળે બળે તોયે ન કે'જે હા ! ૩
નહિ સ્હેવાય એવાં જે, દુ:ખો તે સર્વદા સ્હેજે !
છુપાં દુ:ખો પ્રભુને તું અવર કોને નહી કે'જે ! ૪

[ગૂજરાતી ગઝલીસ્તાન] મોહનલાલ પાર્વતીશંકર દવે.

## પ્રેમીની તલ્લીનતા.

ગઝલ.

વગર તું હાર હૈયાના, બધો સંસાર ખારો છે;
મગર દિલદાર ! ત્હારી તો મઝાનો બ્હાર ન્યારો છે ! ૧
અમારા દર્દની લે'જત, શું જાણે કોઇ બેદર્દી ?
ઘવાયો જે પુરો તેને દરદનો પ્યાર ન્યારો છે ! ૨
ગમે નહિ ખાનપાનો કાંઇ, ગમે કાંઈ ગાનતાનો નહિ;
મિઠી શી વેદના ભારે, અજબ વ્હેવાર ત્હારો છે ! ૩
પડેલા પ્રેમના વ્હેણમાં, વહ્યા જઈએ ઉલટ પૂરે;
કિનારે નહિ નજર કરીએ, રસીલી ધ્રુવ અમારો છે ! ૪
ભલે એ ડાહી દુનિયા તો, ગમે તેવું મુખે બોલે;
અમારો ન્યાય તો આખર, હુજુર ત્હારી થનારો છે. ૫
મધુરૂં મુખ જોવાની, નિરંતર લેહ લાગી છે;
ખરે ! દેરાસરી આખર તુંથી બિસ્મિલ થનારો છે. ૬

[ગુજરાતી ગઝલીસ્તાન.] દેરાસરી.

---

## પશ્ચાત્તાપ-કર્મકથન.

પાપ તારૂં પરકાશ, જાડેજા, ધર્મ તારો સંભાળ રે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે તોળલ કે'છે;
તને ઉનભવ આડા આવશે, જાડેજા રે તોળલ કે'છે. (એ ટેક)

તોડી સરોવર પાળ તોળાદે, તોડી૦ વનના તે મોરલા મારીયા,
તોળાદે રે જેશળ કે'છે. પાપ. ૧
હરણુ હણ્યાં લખ ચાર તોળાદે, હર૦ એકલશૃંગી મારીયાં,
તોળાદે રે જેશળ૦ પાપ. ૨
લુંટી કુંવારી જાન તોળાદે, લું૦ સાતવિસુ મોડબંધા મારીયા,
તોળાદે રે જેશળ૦ પાપ. ૩
ગોંદરેથી વાળી ગાય તોળાદે, ગોં૦ બેનુ ભાણેજા લુંટીયા,
તોળાદે રે જેશળ૦ પાપ. ૪
જેટલા માથાના વાળ તોળાદે, જે૦ એટલા વકરમ મેં કર્યા,
તોળાદે રે જેશળ૦ પાપ. ૫
પળમાં તે કીધો પીર જાડેજાને પ૦ મારા સંત અમરાપુર મ્હાલશે,
તોળાદે રે જેશળ કે'છે. પાપ. જા. ધર્મ. તારી. જા. ૬
[ લિંબડી પાસેના ભલગામડાથી પ્રાપ્ત. ]

---

## કલાપી પંચરસ કાવ્ય.

લલિત છંદ.

હૃદયની દયા એ જ છે બધું, બની શકે નહિ કૈં જ જો વધુ,
શરણુ આપવું એટલે સખી ! હૃદય આપવું એ જ છે નકી. ૧
હૃદયની મળે કાંઇ જો દયા, શરણુ જે પડયું તે દુ:ખી ન તો;
સુખી દુ:ખી કરી વિશ્વ મા શકે, હૃદય એકલું, ના બીજું કશું. ૨
હૃદય જો મળ્યું તો બધું મળ્યું, હૃદય જો નહિ તો નહિ કશું !
\+ + + + +

હૃદયના પડે ભાગ ના કદી, હૃદય એકમાં બે સમાય ના,
હૃદય પ્રેમ તો લાખથી કરે, સહુ કહે ભલે ના બન્યું કદી ! ૩

ગઝલ.

ગુલામો કાયદાના છો ! ભલા એ કાયદો કોનો ?
ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે ! ૪
નહિ જાહોજલાલીના, નહિ કીર્તિ ન ઉલ્ફતના;
હમે લોભી છીએ ના ના, હમારા રાહ ન્યારા છે ! ૫
તમારા રાજ્ય દ્વારોના, ખુની ભભકા નથી ગમતા;
મતલબની મુરવ્વત ત્યાં, ખુશામદના ખજાના જ્યાં. ૬
હવાઈ મ્હેલના વાસી, હમે એકાન્ત દુઃખવાદી;
હમોને શોખ મરવાનો, હમારો રાહ ન્યારો છે. ૭
ખુવારીમાં જ મસ્તી છે, તમે ના સ્વાદ ચાખ્યો એ,
હમોને તો જગત ખારૂં, થઇ ચૂકયું ! થઇ ચૂકયું ! ૮
વિસામો લે સહુ આંહી, કહીં કો ને કહીં કોઇ;
રૂચી છે સર્વની ન્યારી, સહુને સર્વની પ્યારી. ૯
સહુ પાણી ગળી પીતા, સહુ છે દેખતા જોતા;
પછી કાં આવવું આડે ? સમાલો જાતનું જાતે. ૧૦

વસન્તતિલકા.

કોઇ પશુ ગરીબડું જીવજંતુ કોઇ,
વા પક્ષી કો ચળકતું કદિ ન્હોય દુઃખ્યું;
હોઉં રહ્યો સ્વજન સૌ ગણી સાથ હું જો;
બન્ધુ ! ત્હમે હૃદય આ રસથી ભરો હો. ૧૧

રે ભાઈ ! આખર બધાય મરી જવાના,
લેતું ન મૃત્યુ વળી આપણુ એકલાને;
જે જે પદાર્થ પર પ્રેમ જનો કરે છે,
તે તે પદાર્થ પણુ તે જન સાથ જાતા. ૧૨

આંહી સદા ઝખમીને ઝખમી જ શોધે,
રોતાં ભીનાં નયનને રડનાર લૂછે;
લાધે અહીં ક્વચિત ઘાયલ બે સમાન,
એનુંય એ ઘડીકમાં તૂટી જાય તાન. ૧૩

એ પ્રેમ ક્યાં હૃદય ઉત્તમ જે બનાવે ?
ક્યાં છે અહં વિસરનાર રતિ જહાંમાં ?
ક્યાં કોઇ છે પડ સહુય બતાવનારૂં ?
આનન્દથી હૃદયનું સહુ આપનારૂં ? ૧૪

શિખરિણી.

પ્રભુના આરામો ઉપર નયનો બન્ધ કરતા,
ઘટે ન્હાની વાતો ઉપર નવ આંસુ ટપકવાં;
અહીં ઘોળી કાંઇ દુઃખમય વિચારો હૃદયમાં,
અરેરે ! શાને કૈં દખલ કરવી આ કુદરતે ? ૧૫

ઉપજાતિ.

ક્યાં ચાહવું તે દિલમાત્ર જાણે,
તેમાં ન કાંઈ બનતું પરાણે;
ત્યાં બુદ્ધિના જોરની કૈં ન કારી,
બુદ્ધિતણો માર્ગ જૂદો જ ભાઇ. ૧૬

માલિની.

અમુક અમુક તત્ત્વો વિશ્વમાં સૌ જનોમાં,
પ્રતિજન હૃદયે કો એક ધારા વહે છે;
પૃથિવી પર વસે તે એક છે માનવી આ,
અવયવ જન સર્વે માત્ર તેના જ ભાસે. ૧૭
નહિ નહિ પણ એવી વિશ્વની આર્દ્ર વૃત્તિ,
ઘડમથલ અહીં સૌ જીવનાર્થે મચેલી;
પ્રણય, રતિ, દયા કે સ્નેહ, કે ભ્રાતૃભાવ,
અરર ! નહિ સહુ એ સ્વાર્થના શું વિભાગ ? ૧૮

અનુષ્ટુપ.

પ્રેમને કારણો સાથે, સંબંધ કાંઇએ નથી;
કારણ પ્રીતિનું પ્રીતિ, પ્રેમીની લક્ષ્મી તે બધી. ૧૯
બને છે દર્દ કૈં ઓછું, દર્દીને દર્દી લાધતાં;
ભાગી કો દર્દમાં થાતા, પોતાનું દર્દ જાય છે. ૨૦
વિના શક્તિ ઇલાજોની, દયા તો દુઃખ માત્ર છે;
દયાના અશ્રુમાં તોયે, ઉંડી કાંઈ મિઠાશ છે ! ૨૧
કુદરત વહે તેનું, ભાન ના દુઃખી દિલને,
દુઃખીના દુઃખમાં કિન્તુ, ડૂબે તારા શશી રવિ ! ૨૨
થાય છે પ્રેમ હૈયામાં, ભક્તિથી રસ ઐક્યથી;
દયાની પ્રેમ ઉત્પત્તિ તે જુદી જ નકી નકી. ૨૩
ગમે તે અલ્પની સામે, ગમે તે દુષ્ટની ભણી;
કૃતઘ્ની ને મહા પાપી, તિરસ્કારની દૃષ્ટિ છે. ૨૪

જીજ્ઞાસા કાજ દર્દીની વાતો ના સુણવી ઘટે;
ઇચ્છા એવી મરેલામાં, રાખતાં ઠપકો ઘટે. ૨૫
કોઈના એ દુ:ખોમાં છે, યોગ્ય ના સુખ પામવું;
મરેલા તો પ્રભુના છે, તેનું માન જ રાખવું. ૨૬
પરન્તુ આપણે સર્વે, જાણતા નકી જ કે;
દર્દીનાં દર્દની વાતે, આપણું મિત્ર કો વસે. ૨૭
દર્દથી જે મળે તે કૈં, દર્દની વાતથી મળે,
દર્દની કો કથામાં તો, દર્શનો પ્રભુનાં જડે. ૨૮
અંજલી ગમગીનીની, સદાએ અર્પ્યા થકી,
પ્રભુની પામવા પ્રીતિ, બિન્દુ હર્ષતણું વધુ. ૨૯
અહો હો ! અલ્પ જીવોના, પ્રેમમાં બળ છે બહુ;
ખેંચાતાં પ્રેમથી તે સૌ ખેંચી પ્રેમ વતી શકે. ૩૦
એકને ચાહવું તેણે, બીજાને નવ ચાહવું;
એકને ચાહવું તેને, બીજાએ નવ ચાહવું. ૩૧
લગની કો લગાડે છે, ઉરની રસએકતા;
પશુ આ માનવી આ એ કાંઇ ભેદ ન પ્રેમને. ૩૨
કલા છે ભોજ્ય મીઠી તે, ભોક્તાવિણુ કલા નહિ;
કલાવાન કલા સાથે, ભોક્તાવિણુ મળે નહિ. ૩૩
દયા છે ઇશ્વરી માયા, આ સંસાર કડુ મહીં;
દયામાં બ્રહ્મ પ્રીતિનું, કાંઇ ભાન જનો કરે. ૩૪
હર્ષ શું ઝિન્દગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં?
પ્રેમના રંગથી જો ના, રંગાયું વિશ્વ હોત તો. ૩૫

અરેરે ! હર્ષની લ્હેરી સંકોચાતી વહે નકી,
અરેરે ! કષ્ટની રેલો વધે છે કાલ આજથી. ૩૬
પુત્રીને ગૃહને નાણે, જેવારો ન થયો કદી,
પિતૃની ને પ્રભુની કૈં, દૃષ્ટિ તીખી તહીં નકી. ૩૭
કરીને શીર્ષનું તુમ્બુ નેત્રની નખલી કરી;
બજાવી લે બજાવી લે, તારૂં બીન હજી હજી. ૩૮
વહન્તો પ્રેમપૂરે તે, ધિક્કારે અટકે નહિ,
પ્રેમના શત્રુનો પ્રેમી, ના ના આશ્રય લે કદી. ૩૯
વિભાગો ભોજ્ય ભોક્તાના, પાડેલા છે વૃથા અમે,
ભોક્તાનો માર્ગ જૂદો કૈં, ભોજ્યનોય જૂદો વળી. ૪૦
ઉડી ક્યાંથી શકે લોકો, તોડીને એક પાંખને ?
ઉત્સાહી ઉડવાનું કો, રડે તો તે ભલે રડે ! ૪૧
અરેરે ! શોખની ચીજો, રડે ને રોવરાવતી;
હોત ના અશ્રુ તો ઓહો ! પ્રેમને શોખ હોત ક્યાં ? ૪૨
હાસ્ય છે માત્ર ઘેલાઈ, રોવું તે નબળાઇ છે,
વિશ્વની મિષ્ટતા કિન્તુ, રેરે ! ત્યાં જ સમાઇ છે. ૪૩

[ કલાપીનો કેકારવ ] કલાપી.

## ગઝલ.

ગઝલ જો પ્રેમની કોઈ, લખાઇ કે લખાઇ ના;
મીઠા સંદેશના સૂરો, અનેરા કંઈ સુણાવ્યા ના. ૧
પ્રીતિનાં કોઇ લ્હાણાં જો, હૃદયથી એ અપાયાં ના;

ન તો એ ઝિન્દગાનીમાં, અમર તત્ત્વો ન કૈં સારા. ૨
ગઝલના ગાનના સૂરો, મીઠા ટૌકા જ ગાયે છે;
બિમારો ઇશ્કના સૌને, ગઝલ આરામ આપે છે. ૩
જગતની ઝેરી છૂરીથી, રીબાતાનો દિલાસો એ;
દિવાનાનો અજબ જાદુ, બધો એમાં સમાયો છે. ૪
[વીસમી સદી માસિક] રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

---

## હરિનાં દર્શન.

મ્હારાં નયણુંની આળસ રે ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માંડ્યું રે ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિરે તપે ત્હેમાં તપ્ત થયા,
નથી દેવનાં દર્શન રે કીધાં ત્હેમાં રક્ત રહ્યા.
પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા;
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.
નાથ ગગનમાં જેવા રે સદા મને છાઇ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.
જરા ઉઘડે આંખલડી રે તો સન્મુખ તેહ તદા,
બ્રહ્મ બ્રહ્માંડ અળગાં રે ઘડીયે ન થાય કદા.
પણ પૃથિવીનાં પડલો રે શી ગમ ત્હેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડ રે ન ગમ ત્હોયે કંઈ દિનની.
સ્વામી સાગર સરીખા રે નજરમાં ન માય કદી,

જીભ થાકીને વિરમે રે વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ! ક્યારે ઉઘડશે?
આવાં ઘોર અન્ધારાં રે પ્રભુ! ક્યારે ઉતરશે?
નાથ! એટલી અરજી રે ઉપાડો ઝટ પડદા,
નેના! નિરખો ઉંડેરૂં રે હરિવર દરશે સદા.
આંખ! આળસ છાંડો રે ઠરો એક ઝાંખી કરી,
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

[કેટલાંક કાવ્યો. ભા. ૨ જો] ન્હાનાલાલ દલપતરામ કવિ.

## મહેમાનોને.

(ઓ ધવજી સંદેશો કહેજો શ્યામને)

મહેમાનો! ઓ વ્હાલા! પુનઃ પધારજો!
તમ ચરણે અમ [1]સદન સદૈવ સુહાય જો,
કરજો માફ હમારાં પામર પાપ જો,
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો. મ. ૧
ઉન્નત ગિરિશૃંગોના વસનારા ત્હમે,
ઉતર્યા રંક ઘરે સો પુન્ય પ્રભાવ જો;
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો. મ. ૨

[કાવ્ય માધુર્ય] કાન્ત.

૧ સદન—ઘર.

# સનમ દૂર કેમ ?

ગઝલ.

રહમ તુજ વસ્લની થાતાં, સનમ ! શું દૂર ભાગે છે ?
મઝેદારી લૂંટાવીને પછી શું દૂર ઉભે છે ? ૧
ગુમાવી આબરૂ ઈજ્જત, ગુમાવ્યાં માલ ને મિલ્કત,
કદમબોશી કરૂં ત્હોયે, ભલા શું દૂર ભાગે છે ? ૨
સનમ ! તુજ વસ્લની રાહે, ફકિરી મેં ધરી આજે,
મગર ના દસ્ત તું આપે, સનમ શું દૂર ભાગે છે ? ૩
ગુમાવી છે બદન લાલી, સનમના હાથની પ્યાલી,
ફના કીધી જહાં સારી પછી ક્યાં દૂર ભાગે છે ? ૪
સુણાવ્યા શેર પ્રેમીના, ભલા મજનુન લયલાનાં,
દીધા સન્દેશ કેલિના, પછી ક્યમ દૂર ભાગે છે ? ૫
ગઝલ કૈં ઈશ્કની ગાતી, બતાવી પ્રેમની છાતી,
બદન ખુલ્લું કરી નાચી, પછી શું દૂર ભાગે છે ? ૬
હમારી એક આશા છે, ચરણ તુજ ચૂમવા દેજે,
સ્વીકારી છે ગુલામી મેં, પછી શું દૂર ભાગે છે ? ૭
હવે તો આવ ભેટી લે, બદન માશુક મીલાવી દે,
હૃદયના તાર સાંધી લે, ખુદાઈ નૂર પાઇ દે ! ૮

નલિનીકાન્ત.

# આપનો યાદી.

ભૈરવી ગઝલ.

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની!
માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની.
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમ બદમ બોલી રહી ઝીણી સિતારી આપની!
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની!
દેખી બૂરાઇ ના ડરૂં હું, શી ફિકર છે પાપની?
ધોવા બૂરાઈને બધે ગંગા વહે છે આપની!
થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાં એ આશના,
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની!
પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર,

ઘોવાઈ યાદી ત્યાં રડાવે છે જૂદાઇ આપની !
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની !
જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની !
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી,
**છે આખરે તો એકલી ને એ જ યાદી આપની !**

[કલાપીનો કેકારવ.] કલાપી.

## પ્રભુ શું પૂછશે ?

ભુજંગી.

તમે કેટલા બંગલાઓ બનાવ્યા,
તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા,
ચલાવી તમે કેટલી છે દુકાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૧
તમે કેટલી રોજ ચીરૂટ ફુંકી,
તમે કેટલી વાપરી ચ્હાય ભૂકી;
તમે ચાવતા કેટલાં રોજ પાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૨
કઈ જાતના પ્હેરતા બૂટ જોડા,

ઘરે રાખતા કેટલાં ગાય ઘોડા;
હતા કેટલાં ગાડી ને ગાડીવાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૩

તમે કેટલી ભાઇ ભાષા ભણ્યા છો,
બી. એ. એમ. એ. એમ. ડી. શું થયા છો ?
થયા જે. પી. કે ચાંદ સી. આઇ. ઇ. નો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૪

કઈ જાતના બાળતા ઘેર લેમ્પો,
કઈ જાતની વાપરી બેસ્ટ કેપો,
બીજો ડ્રેસ કેવો હતો પ્હેરવાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૫

તમે કેટલાં વસ્ત્ર ભેળાં કર્યાં છે,
કઇ જાતનાં અત્તરો વાપર્યાં છે,
તમે વાપર્યાં પાન–ગુલાબદાનો,
પ્રભુ તે તમોનો નથી પૂછવાનો. ૬

તમે કેટલાં નાટકો ખેલ જોયા,
તમે શર્તમાં કેટલા દામ ખોયા,
લીધો લ્હાવ શું સોરટી જીતવાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૭

ઉન્હાળે કયે ગામ આરામ લેતા,
કહો રેલવેમાં કયો વર્ગ લેતા,
કરી કેટલી મીજબાની જુવાનો !

પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૮
મુલાકાત લેતા તમે હોટલોની,
અને ભાંગતા ગર્દનો બોટલોની,
કર્યો ખુરદો સેન્ટની શીશીઓનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૯
તમે કેટલું દીનને દાન દીધું?
ગરીબો તણું શું તમે હિત કીધું?
દઈ અન્ન પોષ્યાં ભૂખ્યાં ઈનસાનો?
પ્રભુ તે તમોને નક્કી પૂછવાનો. ૧૦

---

## પિયા બિના કલ ના પરે.

---

બિહાગ.

સખીરી મોકો રે પિયા બિના કલ ના પરે;
મંદર અંધેરા મોરી સેજ ભી સુની,
બિન પિયા [૧]જીયરા ડરે. સખીરી. ૧
ખાન પાન મોકો કછુ ના ભાવે,
નિસદિન જીયરા [૨]જરે. સખીરી. ૨
[૩]બિરહુ અગન મોરે તનમેં ઉઠત હે,
અખીયું નીર ઝરે. સખીરી. ૩
ખોજ કરોરી મોરી સુગડ સાહેલીયાં,

---

૧ જીયરા—જીવ. ૨ જરે—બળે. ૩ બિરહુ—વિરહ.

કોન મોરે પિયાકો હરે ? સખીરી. ૪
પિયાકા પતા[1] ગુરૂ દેત હે જ્ઞાની,
અબ કાય ફિકર કરે ? સખીરી. ૫
[અનવર કાવ્ય] કાજી અનવર મીયાં.

---

## મારૂં મધુર બુલબુલ.

ગઝલ.

અરે બુલબુલ ! અરે બુલબુલ ! દયા તારી મને આવે,
તું સપડાયું અહીં ક્યાંથી ? અરે બુલબુલ ! મધુર બુલબુલ !
નથી સોનાનું પિંજર આ, ખરૂં લોઢાનું ખંજર છે !
થશે તું મેલવાળું હ્યાં, ન નિર્મળ તું રહે બુલબુલ !
સુખદ વનનાં મધુર ગીતડાં, નહીં અહિં ગાઈ શકશે તું,
મગન રહી આર્દ્રે ને રૌદ્રે, દુખી થાશે મધુર બુલબુલ !
વનની સોનેરી તડકીનો, નહીં આભાસ અહીં આવે,
રહેવાનું તિમિર પટમાં, ખરે ગોંધાઇને બુલબુલ !
પવનની મન્દ લહરીઓ, અહીં નહિ કો દિને વાશે,
દુખી વાના સપાટાને, સહન કરવા ! મધુર બુલબુલ !
અરે ! ક્યાંથી તું ગોંધાયું ? શિકારી હાથ સપડાયું !
ઉડી જા તું ! ખસી જા તું ! છુટું થઇ થા સુખી બુલબુલ !
[જૈનોદય પુ. ૨ અં. ૩.] ચુનીલાલ વર્ધમાન શાહ.

---

૧ પતા—શોધ.

# હે મગર મીલતા નહીં.

ગઝલ.

મેરે દિલમેં દિલકા પ્યારા હે મગર મીલતા નહીં,
ચશ્મુંમેં ઉસકા નઝારા[1] હે મગર મીલતા નહીં. ૧
ઢુંડતા ફીરતા હું ઉસકો, દર[2] બ દર ઓર કુ[3] બ કુ,
હર જગા વોહ આશકારા[4] હે મગર મીલતા નહીં. ૨
અય રફીકો[5] ગર ખબર હોવે તો લીલ્લાહ દો જવાબ,
મેરે ઘરમેં મેરા પ્યારા હે મગર મીલતા નહીં. ૩
શેખ ઢુંડે હે હરમમેં[6] ઓર બીરેહમન[7] દેરમેં,[8]
હર જગા ઉસકા પુકારા હે મગર મીલતા નહીં. ૪
મેં પડા ઝખમી તડફતા હું ફીરાકે[9] યારમેં,
તીર મીઝગાં[10] ઉસને મારા હે મગર મીલતા નહીં. ૫
મેરે અંદર વોહી ખેલે ઓર ખીલાવે મુજકો વોહ,
ઘરમેં દુલહનકા દુલારા હે મગર મીલતા નહીં. ૬
ક્યા કરે કુછ બસ[11] નહીં, અનવર યહાં લાચાર હે,
બરમેં[12] વોહ દિલબર હમારા હે મગર મીલતા નહીં. ૭

[અનવર કાવ્ય.] કાજી અનવર મીયાં.

---

૧ નઝારા—દૃષ્ટિ. ૨ દર—દ્વાર. ૩ કુ—ગલી. ૪ આશકારા—જાહેર. ૫ રફીકો—પાસે રહેનાર. ૬ હરમ—મસ્જીદ. ૭ બીરેહમન—બ્રાહ્મણ. ૮ દેર—દહેરૂં. ૯ ફીરાક—જુદાઈ. ૧૦ મીઝગાં—પાંપણ. ૧૧ બસ—ઉપાય. ૧૨ બર—બગલ.

# ક્ષમા.

તોટક.

દુઃખ તુંથી ન થાય મને કદિએ !
કદિ દે દુઃખ તો સુખી તે જ દુઃખે !
પછી માફ કરૂં તુજને શું ? સખે !
વિણુ બીજ તરૂ ઉપજે કદિએ ?
જગમાં કદિ માફી મળે ન સખે !
મળી માફી ભલે સહુ લોક કહે !
દિલ દાગ પડ્યો "ન પડ્યો" ન બને,
પછી માફ કરે જગ ક્યાંથી ? સખે !
વિસરી ન જવાય બનેલ બિના !
પછી "માફ થયું" ક્યમ થાય ? સખે !

તૂટી દોર ગયો !
પછી એક થયો !

કહિં એમ બનેલ, સખે ! કદિ છે ?

પડી ગાંઠ ભલે !
પડી સાંધ ભલે !

પણુ દોર તૂટેલ તૂટેલ રહે !
બનશે નહિ તે બનશે ન સખે !
પણુ માગ ક્ષમા મુજ ના કદિ તું !

નથી કાંઇ તૂટયું પછી સાંધીશ શું ?
વિણુ દર્દ દવા કરવી ન ઘટે,
વિણુ દર્દ દવા કડવું વિષ છે.
જન માફ્રી ભલે પ્રભુતા ગણુતાં !
પણુ એ જ ક્ષમા મુજ છે દુ:ખડાં !
ક્યમ દોર વણી જન તોડી શકે ?
ક્યમ અર્પી દિધેલ લઈ જ શકે ?
વળી દે ! વળી લે ! ફ્રરી દે ! ફ્રરી લે !
સહુ એ જ બુરાઇ કૂડાઈ સખે !
મધુરી નદીઓ દરિયે મળતી,
મધુરી મટીને કડવી બનતી;
પણુ ના દુ:ખ કૈં દિલમાં ધરતી !
નવ પાછી ફ્રરે ! નવ માફ્ર કરે !
સુખ પ્રેમી દિયે !
દુ:ખ પ્રેમી દિયે !
પણુ લાગણી એક જ એક રહે !
નવ માફ્રીની કૈં જ જરૂર રહે !
ખરી એ જ પ્રીતિ ! ખરી એ જ ક્ષમા !
પછી માફ્ર કરૂં તુજને શું ? સખે !
નથી માફ્ર કર્યે ખરી માફ્રી, સખે !
ખરી પ્રીતિ, સખે !
ખરી માફ્રી, સખે !

હ્રદય આ દિલમાં નકી એક રૂપે !
પછી માફ કરૂં તુજને શું ? સખે !
કરી માફ ધરૂં પ્રીતિ કેમ ? સખે !

[ કલાપીનો કેકારવ. ] કલાપી.

---

## તેરી હું તેરો હું એતી કહું રી.

---

રાગ ટોડી.

તેરી હું તેરી હું એતી કહું રી. તેરી.
ઇન બાતમેં દગો તું જાને,
તો કરવત કાસી જાય ગહૂં રી. તેરી. ૧

વેદ પુરાણ કિતાબ કુરાનમેં,
આગમ નિગમ કછૂ ન લહૂંરી;
વાચા ફેર સિખાઈ સેવનકી,
મેં તેરે રસ રંગ રહૂંરી. તેરી. ૨

મેરે તો તું રાજી ચહિયે,
ઔર કે બોલ મેં લાખ સહૂંરી;
આનંદઘન પિયા વેગ મિલો પ્યારે,
નહીં તો ગંગ તરંગ વહૂંરી. તોરી. ૩

શ્રીમાન્ આનંદઘનજી.

---

# લુકમાનજી આવ્યા !

ગઝલ.

વગર તેડ્યા અહીં ક્યાંથી, અહો ! લુકમાનજી[1] આવ્યા ? !
ભલે ! ભૂલા પડ્યા, બાવા ! મગર, શી આ બલા લાવ્યા ?
ઇજન[2] કોણે કર્યું ? કોણે લખ્યો દાવો તબીબીનો[3] ?
અરે ! અહીં કોણ હાઝર છે ? હકીમજીને સલામી દો !
અરે ! ઓ ! નાંખી દો નશ્તર ! સીસા સૌ ફોડી ફેંકી દો !
ઈરાની દારૂની પ્યાલી, હકીમજીને ભરીને દો !
તબીબજીના બદનમાં બે જલદ પીપો ભરી રેડો !
જનાબે આલી હઝરતને નવેસર ઝીન્દગાની દો !
અરે ! દિલદાર ઓ યારો ! શહર શિરાઝમાં ચાલો !
ભલા મિઝમાનને ગરદન ઉપર ઉંચકી ઉઠાવી લો;
શરાબીના ઉંડા હૉઝે હકીમજીને ડૂબાડી દો !
મઝા મહેમાનદારીની દિવાનાની ચખાડી દો !
દિવાના ઈશ્કના પૂરા, અરે ! ગુમદિલ બનાવી દો !
હકીમી યા તબીબીની હવે તસ્દી પતાવી દો !
બિમારે ઇશ્કનાં બિસ્તર તબીબજીને ભુલાવી દો !
અગર, આ ઇશ્કને દરિયે શરાબીને સુવાડી દો !

[ ગુજરાતી ગઝલીસ્તાન ] સાગર.

---

૧ પ્રખ્યાત યુનાની હકીમ. ૨ ઇજન—આમંત્રણ. ૩ તબીબી—વૈદ્યવિદ્યા.

## મને શિદ મારી રે?

કહું એક વાતલડી—એ રાહ.

વ્હાલા, પ્રેમ કટારી રે, મને શિદ મારી રે?
લાગી લાગી છે હૈડાના માંહ, ઘાયલ થઇ નારી રે. વ્હાલા.
તેનું દુઃખ ખરે છે અપાર મને બહુ સાલે રે,
વ્હાલો મારો નથી મારી પાસ હું કન્યા કુંવારી રે. વ્હાલા.
વ્હાલા વિના તે રાત ન જાય હું રોઇ રોઇ થાકી રે,
છાતી ફાટે છે વ્હાલા વિના છે રજની અંધારી રે. વ્હાલા.
મને મંદિર ખાવાને ધાય સેજે બળે અગ્નિ રે,
મારી સુરત છે સ્વામીની પાસ આવો ગિરધારી રે. વ્હાલા.
અતિ દુઃખ ન દો અમને દયાવંત આવો રે,
શામાટે શ્યામળીઆજી જ્ઞાનીને વિસારી રે? વ્હાલા.

[ અનવર કાવ્ય. ] કાજી અનવર મીયાં.

---

ૐ

દુનિયા દિવાની કહે છે, દુનિયા દર્દ જાણે;
દિલની કદર કરે તે, દિલ દર્દ વેઠી જાણે.
શોલ્લા ઉઠ્યા જે ગમથી, બેગમ બને શું જાણે!
બેગમની ગમ હમારી, બેગમ બને સો જાને!

**સમાપ્ત.**

# અગાઉથી ગ્રાહક થનારા સદ્‌ગૃહસ્થોનાં નામ.

૨૫ વલ્લભજી એન્ડ વાજસુરતી કું. આંકોલવાડી.
૫ ગાંધી કલ્યાણજી પ્રાગજી
હ. અંબાભાઇ ધાંટવડ
૫ કામદાર કપુરચંદ બેચર વાળાલા.
૫ હીરાચંદ વાલજી શાહ રામપરા.
૫ પટેલ જીવા આણંદ મંડોરડા.
૫ પટેલ મુળજી ગોવા રામપરા.
૫ શાહ લાલજી નાનજી સુરવા.
૧ શાહ રણછોડ સોમજી આંકોલવાડી
૧ શાહ વનમાળી મંગળજી „
૨ માં. ગુલાબચંદ રણછોડ ગોરખમઢી
૨૧ પારેખ ગોવિંદજી ગીરધર જુનાગઢ.
૧૧ વકીલ જેઠાલાલ પ્રાગજી રૂપાણી „
૧૧ શાહ હરજીવન વાલજી ઓડીટર સાહેબ „
૧૧ વહીવટદાર લીલાધર કેશવજી શાહ „
૫ શાહ મુળજીભાઇ સવચંદ „
૫ શાહ ભગવાનદાસ નથુભાઇ જુનાગઢ.
૨ શાહ મણિલાલ શામળજી ચોવટીઆ „
૨ કામદાર લક્ષ્મીચંદ મુળચંદ „
૧ શાહ ભાઇચંદ ગોરધન „
૧ કામદાર કપુરચંદ માધવજી પંચાતીયા „
૧ કામદાર નાગજી કાળીદાસ „
૧ શાહ હરગોવિન્દ ફુલચંદ „
૧ વકીલ જેચંદ બેચર ઝવેરી „
૧ વકીલ પોપટલાલ તારાચંદ ગોસળીયા „
૧ વકીલ નાગજી જીવરાજ „
૧ વકીલ મગનલાલ માધવજી „
૧ દેશાઇ નાથાલાલ માણેકચંદ
પળાંસવાવાળા „
૧ મેતા હરિલાલ વાલજી „
૧ માસ્તર ઉનડભાઇ શામળાવાળા „
૧ માં. વીરજી રૂપશી ઝાંઝરડાવાળા „

૨ ચોકશી કપૂરચંદ નાથાભાઈ જુનાગઢ.
૧ એમ. ડી. ઓધવદાસની કું. „
૧ હિંમતલાલ જગજીવનદાસ શેઠ „
૧ મેમણ નુરમામદ આદમજી કલુટી „
૧ હરજીવન કાનજી કટારીયા „
૧ દ્વારકાદાસ હંસરાજ ગાંધી „
૧૧ શાહ તેજશી કેશવજી વોરા રંગુન.
૫ શાહ જીવરાજભાઇ કચરા „
૧ શાહ હીરજી ધારશી „
૧ શાહ ગાંગજી ઉમરશી „
૧ શાહ મોણશી દેવજી „
૧ શાહ મણશી માણક „
૧ શાહ મોણશી દેવરાજ „
૧ શાહ લાધાભાઇ ગણપત
( કચ્છ—નાની ખાખરવાળા ) „
૧ શાહ દામજી મુળજી „
૧ શાહ વીરજી ધારશી „
૧ શાહ સુરજી કાનજી „
૧ શાહ ડુંગરશી શારંગ „
૧ શાહ માલશી દેવજી રંગુન
૧ શાહ પ્રાગજી ઇંદરજી ફોફળીયા
૧ શાહ મુળજી જેતશી ગાલા „
૧ શાહ વેલજી વીરધર „
૧ શાહ મેઘજી કેશવજી વોરા „
૨ શ્રી ઓધાભાઈ સ્થાનક ભંડાર
હા. રેવાશંકર મંગળજી શાહ જેતપુર
૧ શ્રી લિંબડી ઉપાશ્રય સ્થાનક „
૧ શાહ રેવાશંકર મંગળજી „
૧ વકીલ જીવરાજ વર્ધમાન „
૧ વકીલ પાનાચંદ લાલજી „
૧ માં. ગુલાબચંદ ગોકળ „
૧ હરજીવન નરશી દડીયા
અંગ્રેજી કલાર્ક, જશાવાળા સ્ટેટ „
૧ ભીમજી કાળીદાસ સોરઠીયા „
૧ પોપટ ગોવા શાહ „
૧ શાહ હીરાચંદ કરમચંદ દોમડીયા „
૧ વકીલ અભેચંદ કાળીદાસ „
૧ કોઠારી હરજીવન ત્રીભોવનદાસ „

૧૦ શ્રી મંગળી જૈનશાળા ધોરાજી ધોરાજી
૫ શેઠ મોરારજી મુળજી માંગરોળવાળા „
૨ સર્વજ્ઞ મહાવીર જૈન પુસ્તકભંડાર „
૨ શાહ જેચંદ મોનજી „
૨ બખાઈ ભગવાનજી રવજી „
૧ શાહ જગન્નાથ ડાહ્યાભાઈ „
૧ દોશી નરભરામ શામજી „
૧ માં. વનમાળી જગજીવનદાસ „
૧ બખાઈ દયાળ રવજી „
૧ દફતરી ભવાન વનમાળી „
૧ બખાઈ જેચંદ રવજી „
૧ માં. લક્ષ્મીચંદ વાલજી „
૧ શાહ શામળજી વેલજી „
૧ દેશાઇ તારાચંદ જસરાજ „
૧ દોમડીયા દેવજી માસ્તર „
૧ તેજાણી કલ્યાણજી વીરચંદ „
૧ દેશાઇ જગજીવન મુળજી „
૧ શાહ ફુલચંદ નારણજી „
૧ બખાઈ રણછોડ રવજી „

૧ શાહ કાળીદાસ નેમચંદ ધોરાજી
૧ શાહ માણેકલાલ ભોવાન „
૧ શાહ લાલચંદ વીરજી „
૧ વકીલ મોહનલાલ નાગજી ચીનાઈ „
૧ ધી ધોરાજી લાયબ્રેરી „
૧ દોશી મુળચંદ મોતીચંદ „
૧ શાહ જીવણ દેવકરણ „
૧ બાવીશી ઝવેરચંદ માધવજી „
૧ બાવીશી કાનજી જસરાજ „
૧ શેઠ ઉત્તમચંદ ગોપાળજી „
૧ ખત્રી રવજી હંસરાજ „
૧ ખત્રી રામજી મકન પડીઆ „
૧ મ્હેતા પોપટ ધનજી „
૧ બાવીશી વીરજી મોતીચંદ „
૧ શાહ હકમીચંદ કુરજી કોઠારી „
૫ સ્થાનકવાસી જૈનશાળા
હા. જેઠાભાઈ ઝવેરચંદ વેરાવળ બંદર.
૧ શાહ મદનજી સોમચંદ
હા. ભાઈ જમનાદાસ „

૧ બખાઇ મદનજી ગોવિન્દજી વેરાવળ બંદર.
૧ બદાણી નાથાલાલ નારણજી
હા. નારણજીભાઈ ,,
૧ શાહ દેવચંદ હરખચંદ
હા. ભાઈ માણેકલાલ ,,
૧ રૂપાણી જેઠાલાલ સુંદરજી ,,
૧ શાહ જેચંદ જેઠાભાઈ ,,
૧ કંપાણી દેવચંદ હીરાચંદ ,,
૧ શાહ જાદવજી કેશવજી
હા. પ્રાણજીવનભાઇ ,,
૧ શાહ ડાહ્યાભાઈ ખીમજી
હા. વનમાળીદાસ મેંદરડાવાળા ,,
૧ શાહ મદનજી નાનજી હા. ભાઈ ધરમશી ,,
૧ શાહ ખુશાલ તલકચંદ હ.ભાઇ જેઠાલાલ ,,
૨ શાહ વરધમાન હરખચંદ ,,
૧ શાહ લાધાભાઇ હરખચંદ ,,
૧૦ શેઠ જમનાદાસ ખુશાલ
પોરબંદરવાળા મુંબાઈ બંદર
૫ શાહ વંદ્રાવન દયાળ માંગરોળવાળા ,,
૫ શાહ ત્રીભોવન અમરચંદ ,, ,,
૪ શાહ હરિલાલ કપુરચંદ માંગરોળવાળા
મુંબાઈ બંદર.
૨ શાહ વરજીવનદાસ લીલાધર ,, ,,
૨ શાહ પ્રાણલાલ કાળીદાસ ,, ,,
૨ શાહ સુંદરજી જેચંદ ,, ,,
૨ શાહ છગનલાલ જેચંદ ,, ,,
૨ શાહ મણિલાલ અમરચંદ ,, ,,
૨ શેઠ વેલજી શિવજી ,, ,,
૧ શાહ લીલાધર જવરાજ બખાઈ ,, ,,
૧ શાહ પ્રાણજીવનદાસ નેમચંદ ,, ,,
૧ શા. ભગવાનદાસ હરજીવનદાસ ,, ,,
૧ શા.માણેકલાલ મુળજીભાઇ કાપડીયા ,,
૧ શાહ મણિલાલ માણેકલાલ ,,
૧ શાહ વલભજી પ્રાગજી માંગરોળવાળા ,,
૧ પ્રાણજીવન હરખચંદ શેઠ ,, ,,
૧ શેઠ અભેચંદ ગોપાળજી ,, ,,
૧ શાહ કાળીદાસ પ્રેમચંદ ,, ,,
૧ શાહ પાનાચંદ ધનજી ,, ,,
૧ શાહ ત્રીભુવન દેવચંદ નથુ ,, ,,
૧ શા.હરગોવિંદદાસ હરિદાસ પોરબંદરવાળા ,,

१ શેઠ દુઃખચંદ નરશી વઢવાણવાળા મુંબઇ
१ શાહ રવજી કુરમણ લાકડીયા કચ્છવાગડ.
१ શાહ બાઘજી દેવા માસ્તર ,,
१ શાહ ગાંગજી માલા ,,
१ શાહ હેમા પાલણ ,,
१ શાહ કચરા રામજી ,,
१ મેતા કપુરચંદ હીરાચંદ ,,
१ શાહ મેઘા પાલણ ,,
१ શાહ માલા હાજા હા. રતન જેઠા ,,
१ શાહ હીરા પબા ,,
१ શાહ નાથા ડોસા ,,
૯ શાહ હરિલાલ વિ. કપૂરચંદ માંગરોળ બંદર.
૧૧ શાહ મોહનલાલ વલ્લભજી શેઠ ,,
૫ શાહ દેવીદાસ જગજીવનદાસ ચોરવાડ
१ શાહ જગજીવનદાસ ત્રીભોવનદાસ મુંબાઈ.
१ શાહ ભવાન રૂપશી બદાણી અગતરાય
१ શાહ લીલાધર ધારશી ,,
१ વિપ્ર પ્રાગજી મયારામ ,,
૨ કોઠારી જેચંદ નથુભાઈ વડાળ

१ કોઠારી વચ્છરાજ ગોવિન્દજી વડાળ
१ કોઠારી અમીચંદ રાયચંદ ,,
१ દોશી માનસિંગ કપૂરચંદ ,,
૫ વકીલ પ્રાગજી રવજી રૂપાણી ભેસાણ.
૫ રૂપાણી ભગવાનજી અજરામર ,,
१ માં. રાઘવજી પાનાચંદ ,,
१ ખુમાણ હાથીયા હમીર ,,
૨ શાહ જેરામ લવચંદ મુંબાઈ બંદર
१ શાહ ખોડીદાસ મોતીચંદ ,,
१ દેશાઇ પ્રેમચંદ નારણજી મોટા ગુંદાળા
१ શાહ જાદવજી ભગવાનજી રાયડી
१ માં. સુંદરજી ત્રીભોવનદાસ પાનેલી
१ ગાંધી હરજીવન પ્રેમચંદ પીપળવા
१ માં. ધારશી દામજી બીલખા
૪ રૂપાણી લક્ષ્મીચંદ લાલજી કોટડા
१ વકીલ કાળીદાસ કલ્યાણજી મેંદરડા
१ માં. કાળા રૂપશી અરજણસુખ
૪ રૂપાણી કાળા ઓઘા ચણાકા
१ માં. રાઘવજી વીરજી બીલખા

૧ જેઠાલાલ દામોદરદાસ — પીંપળીયા
૧ દેશાઇ કરશનજી જગજીવન — ભાટીયા
૧ શાહ સોમચંદ જેઠાલાલ — કરાંચી
૧ મેતા ભાણજી જેઠા — પડધરી
૧ શાહ શીવલાલ અભજી — ડુવા
૫ સ્થાનકવાસી જૈનશાળા — બગસરા
૧ શાહ મોહનલાલ ગોવિન્દજી — ત્રાલસા
૨ જોડીયા જૈન મણિબાઇ પુસ્તકાલય
હા. અમૃતલાલ મોનજી — જોડીયા બંદર
૨ શાહ વલ્લભદાસ જાદવજી — પોરબંદર
૨ શાહ કપુરચંદ જેઠાભાઇ — કરાંચી
૨ કંપાણી માણેકલાલ રતનશીની
પુત્રી બાઇ દીવાળી — જોડીયા બંદર
૧ કામદાર જેચંદ ખીમજી — સુલતાનપુર
૧ દોશી જગજીવન મોતીચંદ — „
૧ શેઠ રૂગનાથ ડુંગરશી હા. વીઠલજી „
૧ શાહ મૂળચંદ પુંજાભાઇ
હા. પાનાચંદ — શીપુ–બ્રહ્મદેશ

૩ ખંધાર સુખલાલ દલીચંદ — અમદાવાદ
૨ દોલતચંદ હરજીવનદાસ બુકસેલર — „
૧ વૈદ્ય ડુંગરશી સુરચંદ — „
૧ શાહ વાડીલાલ નથુ — „
૧ સંઘાણી હીરાચંદ વેલજી — „
૨ તલસાણીયા ખીમચંદ બેચર — „
૫ શેઠ ત્રીભોવન નેમચંદ માંગરોળવાળા — મુંબઇ
૨ શાહ જગજીવન દયાળ — „ „
૨ શાહ હેમચંદ રામજી — „ „
૨ શાહ મદનજી જુઠા — „ „
૨ શાહ મુળચંદ દામોદર — „ „
૧ શાહ નેમચંદ કપુરચંદ — „ „
૧ જમનાદાસ વીરજી શાહ — „ „
૧ શાહ જમનાદાસ રણછોડ — „
૧ શાહ ગંગારામ લાલજી — „
૧ પ્રભુદાસ દેવચંદ શાહ — „
૧ શા. નારણજી શવચંદ વેરાવળવાળા — મુંબઇ

સ્થાનકવાસી જૈન લિંબડી સંપ્રદાયના સ્વર્ગસ્થ પૂજ્ય

# શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા.

મણકો ૧ લો–વિદ્યાસાગર ભાગ ૧ લો. સરસ્વતીચંદ્રની પદ્ધતિથી લખાએલ એક રસમય નોવેલ. કી. ૦–૪–૦.

મણકો ૨ જો–વિદ્યાસાગર ભાગ ૨ જો. કી. ૦–૮–૦.

મણકો ૩ જો–સદુપદેશ કુસુમમાળા (ભેટ).

મણકો ૪ થો–માંદાની માવજત. માંદગીના સમયે સેવા–ચાકરી કેવી રીતે કરવી તે સંબંધી કી. ૦–૧–૦.

મણકો ૫ મો–ભક્તામર–મંત્ર–માહાત્મ્ય. કી. ૧–૦–૦.

મણકો ૬ ઠો–વિશુદ્ધ–પ્રેમ–પ્રવાહિની વિવિધ કાવ્યોનો સંગ્રહ. કી. ૦–૧૦–૦.

મણકો ૭ મો–પૂજ્ય શ્રી લાધાજી સ્વામીનું જીવનચરિત્ર. જીવનને ઉન્નત બનાવનાર ભાવગ્રાહી ચરિત્ર. છપાશે.

મણકો ૮ મો–વિદ્યાસાગર ભાગ ૩ જો. છપાશે.

# श्री भक्तामर-मंत्र-

# माहात्म्य.

આ ગ્રંથમાં બે ખંડ પાડેલા છે જેમાંનો પહેલો ખંડ મુનિ શ્રી છોટાલાલજીને હસ્તે લખાયો છે, તેમાં ભક્તામર સ્તોત્રના જૂદા જૂદા શ્લોકોના પાઠથી કોના કોના ઉપરની આપત્તિઓ દૂર થઇ તે દર્શાવનારી પ્રાચીન સમયની ચમત્કારિક કથાઓ છે અને મૂળ શ્લોક તથા તેના અર્થો છે. બીજા ખંડમાં પ્રત્યેક શ્લોકના મંત્રના પાઠ, જાપ, જંત્ર તૈયાર કરવાનો વિધિ, જંત્રોની આકૃતિઓ, તેથી થતું ફળ, અને મંત્રોની અપૂર્વ શક્તિ દર્શાવનારો 'મંત્રશક્તિ' વિષેનો નિબંધ છે. પૃષ્ઠ ૨૪૦, પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૧.


ચુનીલાલ વર્ધમાન શાહ,

સારંગપુર, તળીયાની પોળ,

અમદાવાદ.

